## અર્પણ

સાહસવીર ધર્મકુબેર શ્રી ધનજી દેવશી જૈન જેમણે કચ્છના -ગુનેથી - મુબઇ- આવીને - મુબઇ જેવી - આવણર - નગરીમા

વ્યાપાર ક્ષેત્રે ઊંચી કારકિર્દી પ્રાપ્ત કરી

ઘાટકોપરના સ્થા જૈન સઘના સઘપતિ તરીકે ચૂટાઇને વરસો સુધી સમાજની સેવા કરી

શિક્ષણ ક્ષેત્રે પણ પોતાના નામની કન્યાશાળા સ્થાપી તથા અન્ય શિક્ષણ ક્ષેત્રોમા તથા ધર્મ કરણીમા લાખો રૂપિયાની સખાવત કરી

તેમના ધર્મપત્ની લક્ષ્મીબાઇને નામે ધર્મ કરણી માટે મકાન બધાવી આપ્યુ

સ્વ હીરાચદ વનેચદ દેસાઇની ગેરહાજરીમા સ્થા સમાજનુ નામ ઉજ્જવલ કર્યું

ઘાટકોપરને આગણે કોન્ફરન્સનુ અધિવેશન બોલાવ્યુ વગેરે કાર્યોમા મન પરોવીને સમાજસેવા કરી તે બધી પ્રવૃત્તિનુ ફળ જોવા આજે તેઓ વિદ્યમાન નથી

સન્મતિ સાહિત્ય પ્રકાશનનુ આ બીજુ પુસ્તક "જીવન અને સસ્કૃતિ" તેમને સમર્પણ કરી અમારી કારોબારી કૃતકૃત્ય થાય છે

લિ નમ્ર સેવક,<br>મણિલાલ સુદરજી દોશી

પ્રમુખ, શ્રી વ. સ્થા. જૈન શ્રાવક સઘ<br>તા ૨-૧૦-'૬૯

# અનુક્રમણિકા

આગમમાં આચારની અપેક્ષાએ વિચારને વધુ મહત્ત્વ આપેલ છે; તથા સમ્યક વિચાર સાથેના આચાર ને સમ્યક આચાર માન્યો છે.

વિચાર વગરના આચારમાં સમકિત નથી આવી શકતું. પ્રભુ મહાવીરે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે, આચારમાં તેજસ્વિતા લાવવા માટે, પહેલાં વિચારની વિશુદ્ધિ કરવી જરૂરી છે. બીજા અર્થમાં સાધકે ક્રિયા કરવા પહેલાં જ્ઞાન મેળવવું જરૂરી છે.

એનું કારણ એમ છે કે, વિચાર તથા જ્ઞાન, એ બંને આત્માના ગુણ છે, આત્માના લક્ષણ છે. તે હમેશાં આત્માની સાથે જ છે, સાથે જ રહે છે અને હમેશાં સાથે જ રહેશે. એટલું જ નહીં પણ એક જન્મના વિચાર બીજા જન્મમાં સાથે જઈ શકે છે. પરંતુ આચારના સંબંધમાં એવો નિયમ નથી.

આચાર, સંસાર અવસ્થામાં જ રહે છે, મુક્ત અવસ્થામાં નહીં, અને તેની ત્યાં જરૂર પણ નથી રહેતી કેમકે જ્ઞાન તથા વિચારનું કામ જોવું, જાણવું તથા સમજવું; એ છે અને આચારનું કામ આવરણથી ઢંકાયેલા આત્માને આવરણ રહિત કરવું એ છે,

આગમમાં ચારિત્ર તથા આચારની પરિભાષા જણાવતાં સ્પષ્ટ કહ્યું છે કે, કર્મના સંખ્યાબંધ સમૂહનો નાશ કરવાની ક્રિયા તથા સાધનાનું નામ ચારિત્ર છે અને આપણે તેને જ ચારિત્ર કહીએ છીએ.

આ ઉપરથી એટલું સ્પષ્ટ સમજી લેવું રહે છે કે કર્મોનો જથ્થો પૂર્ણપણે નાશ ન થાય ત્યાં સુધી જ આચારનો ઉપયોગ છે. તે પણ વર્તમાન ભવપૂરતો જ સમજવો.

એક ભવથી બીજા ભવમાં જતી વખતે વિચાર તથા જ્ઞાન તો સાથે જ રહે છે પણ આચાર, સાથે નથી રહેતો. પણ ભાવિ વિચારોના વિકાસને અનુરૂપ નવો આચાર બને છે.

બીજી વાત એ છે કે આચારની વિશુદ્ધિ વિચાર ઉપર નિર્ભર છે. પરન્તુ વિચારની વિશુદ્ધિ, આચાર સાથે સંબંધ ધરાવે છે પણ તેના પર

નિર્ભર નથી, સમ્યક આચારના અભાવમા વિચારો સમ્યક રહી શકે છે પરન્તુ સમ્યક વિચારોના અભાવમા સમ્યક આચારની હસ્તી નથી હોતી એટલે સમ્યક આચાર માટે સમ્યક વિચારનુ હોવુ જરૂરી છે વિચારની સમ્યકતા જ આચાર ને સમ્યક બનાવે છે તેથી શ્રમણ સસ્કૃતિએ મહાન વ્યકિતઓ તેમ જ વિચારકોએ આચારની પહેલા વિચારને મહત્ત્વ આપ્યુ છે

## વિકૃતિ તથા સસ્કૃતિ

વિચાર આચારનો પ્રેરક છે તેમાથી ફલિત, તેના વિકાસીત, પરિવર્તિત રૂપને વિચારકોએ સસ્કૃતિ કીધી છે વિચાર જ્ઞાન, એ આત્માનો નિજ ગુણ છે અને તે સદા આત્મામા જ છે અને રહેશે પરન્તુ મોહના ઉદયથી વિચારમા વિકાર રૂપી મેલ ભળી ગયો છે તેથી માનવીની ચોર-સમજમા વિકૃતિ આવી જાય છે તેથી તે પોતાના માર્ગથી અવળે માર્ગે ચઢી જાય છે તેથી વિચારોને સસ્કારિત કરવા, સાફ કરવા, તેના ઉપરના આવરણને હટાવવા તેને શુદ્ધ સમ્યક બનાવવાના કામને તથા દષ્ટિને બદલવી તે કામને સસ્કૃતિ કહેવામા આવે છે અને એવા સાફ થયેલા વિચારોને તથા સસ્કારોને આચરણમા ઉતારવા તે સભ્યતા છે જે ને આગમની ભાષા આચાર, ચારિત્ર તથા સાધના કહે છે

કેટલાક વિચારકો સભ્યતા અને સસ્કૃતિને એક ગણે છે અથવા સભ્યતાને જ સસ્કૃતિ કહે છે પરન્તુ સભ્યતા તથા સસ્કૃતિ બેઉ એક નથી જુદા છે

સસ્કૃતિ આત્મા છે, સભ્યતા શરીર છે તેથી સંસ્કૃતિના વિચારોનું મૂલ્ય અને મહત્ત્વ જુદુ જ છે, જ્યારે, સભ્યતા, શિષ્ટતા તથા આચારનુ મૂલ્ય વિચાર અથવા સસ્કૃતિ પર નિર્ભર છે તેથી એવુ ફલિત થાય છે કે "સસ્કૃત વ્યકિત સભ્ય હોય પણ સભ્ય વ્યકિત નિશ્ચય રૂપે સસ્કૃત હોઈ ન શકે"

તે અસસ્કૃત પણ હોઈ શકે તેથી સભ્યતા તે સસ્કૃતિ નથી પણ તેની પ્રતિનિધિ છે અથવા સસ્કૃતિથી પ્રેરિત હોઈ શકે છે

અંગ્રેજીમાં સંસ્કૃતિ ને Culture શબ્દથી ઓળખાવાય છે. બીજા કેટલાકો તેને Civilisation શબ્દથી પણ ઓળખાવે છે. આ રીતે સંસ્કૃતિ ને સભ્યતા સાથે ભેળવી દે છે. તેના ઉપરથી હિંદી વિચારકો પણ તેમને પગલે સભ્યતાનો સંસ્કૃતિ રૂપમાં પ્રયોગ કરતા થઈ ગયા છે પરન્તુ એ ભૂલ સુધારવા જેવી છે.

ખરી રીતેCulture શબ્દનો અર્થ સભ્યતા નહીં પણ વિચારોનો ઉત્કર્ષ છે. Twentieth Century Dictionary માં Culture શબ્દના ત્રણ અર્થ બતાવ્યા છે. ૧ Cultivation ઉત્પાદન. Improvement વિચારોનો ઉત્કર્ષ અને Refinement–સંશોધન. એ ઉપરાંત સભ્યતા જેવો અર્થ પણ કર્યો છે પરન્તુ Culture શબ્દનો ભાવાર્થ વિચારોની સાફસૂફીમાં જ બંધ બેસે છે.

ભારતીય દષ્ટિથી કે પાશ્ચાત્ય દષ્ટિથી વિચારીએ તો સંસ્કૃતિના વાસ્તવિક અર્થમાં કશો ફેર પડતો નથી પણ તેનો અર્થ તો વિચારોને સંસ્કારિત કરવા, મનને માંજીને સાફ કરવું, જીવનને સુધારવું તથા માનવતાને ઉજ્વળ કરવી એવા જ અર્થ નીકળશે. પછી ભલે એ વિચારક પૂર્વનો હોય કે પશ્ચિમનો હોય. તેઓનો અર્થ તો એક જ નીકળશે.

પશ્ચિમના વિચારક માર્ડને સંસ્કૃતિના સંબંધમાં લખ્યું છે કે "સમભાવની ગંભીરતા તથા મનની સમતા, સંસ્કૃતિના અન્તિમ પાઠોમાં એક છે અને એ વિચાર ધારા, સંપૂર્ણ વિશ્વને વશ કરનારી તાકાતમાં વિશ્વાસ કેળવવાથી જ ઉત્પન્ન થાય છે."

Serenity of spirit, poise of mind is one of the last lessons of culture and comes from a perfect trust in the all controlling force of universe."

એ ઉપરથી હું એવા નિર્ણય પર આવું છું કે જે વિચારોથી, ચિન્તન, મનનથી મન વડે વાણી તથા વ્યવહારમાં ગાંભીર્ય ઝળકે છે, સમતા ભાવ

આત્મજ્ઞાન, આત્મવિશ્વાસ તથા આત્મ સંયમજ મનુષ્યને સર્વોત્કૃષ્ટ શકિત તરફ લઈ જાય છે.

## સંસ્કૃતિની પરિભાષા

સંસ્કૃતિનો અર્થ છે કે વિચાર પક્ષને શુદ્ધ–વિશુદ્ધ બનાવવા. વિચારોની વ્યાપકતા તથા વિશાળતા અને તેનો વિકાસ કરીને વિશ્વબન્ધુત્વની ભાવનાને વિચાર, વાણી તથા આચારમાં ઉતારવા એ જૈન સંસ્કૃતિનું ધ્યેય રહ્યું છે. એ જ રીતે અન્ય સંસ્કૃતિનું ધ્યેય પણ વિચાર ને આચારમાં ઉતારવા એ જ હોઈ શકે છે. તેનો અર્થ છે કે, વિચાર તથા આચારનો સમન્વય કરવો જરૂરી છે.

જૈન ધર્મ મનુષ્યને પહેલાં માનવી બનવાનું શિક્ષણ આપે છે. પછી ગમે તે બનવાનું કહે છે.

કારણ કે ચૈતન્ય જગતમાં – વિચારને આચારમાં બદલવાની શકિત એક માત્ર મનુષ્યની પાસે જ છે. દેવલોકના દેવતાઓ વિચાર કરી શકે છે પણ એ વિચારને આચારમાં બદલી નથી શકતા.

પશુ – પક્ષીઓને વિચાર કરવાની વિશેષ શકિત જ નથી. વળી આચાર એમને માટે છે જ નહીં. નારકીના જીવો તો દીન રાત પીડાથી વ્યાકુળ હોય છે એટલે તેમને માટે વિચારનો અવકાશ જ નથી, તેમ આચરણ તરફ ધ્યાન દઈ શકાતું જ નથી.

વસ્તુસ્થિતિએ એ શકિત આ વિશ્વમાં એક માત્ર મનુષ્યની પાસે જ છે.

સહાનુભૂતિ, સ્નેહ, સદ્ભાવ, દીર્ઘ વિચાર, ગુણપૂજા તથા મર્યાદાપાલન આ બધા મનુષ્યના સહજ ધર્મ છે. એ ગુણ વગરના માનવીને મનુષ્ય કહેવરાવવાનો અધિકાર નથી પછી સભ્ય કે સંસ્કૃત હોવાની વાત તો ઘણે દૂર રહી.

ત્યાગ, તપ તથા સેવા એ ત્રણે, માનવી–સંસ્કૃતિના મૂળભૂત ગુણ

છે, તેથી માણસે જાતે નહુથી પ્રથમ મનુષ્ય બનવાનો પ્રયત્ન કરવાનો છે તે પછી તે સભ્ય, સંસ્કૃત તથા પૂજ્ય બની શકે

### દિલ તથા દિમાગની નબળાઈ

કેટલાક તર્ક કર્યા કરે છે કે શાન્તિ તથા સુખના સમયમાં તો અમે સભ્ય તેમજ સંસ્કૃત થઈને રહી શકીએ છીએ, પરન્તુ ચારે તરફથી જ્યારે તોફાન કે આંધીના પ્રહાર થતા હોય ત્યારે અમારૂ રક્ષણ કરવા માટે પ્રતિકાર કરવો પડે છે તેને માટે અસભ્ય કે જંગલી પણ કદાચ બનવું પડે છે

કદાચ આ તર્કથી કોઈ યુદ્ધપ્રિય વ્યક્તિનું સંઘર્ષશીલ મન રાજી થાય પણ અને તો માલુમ જતનું દિલ તથા દીમાગ કમજોર છે જ પછી એ હેવાન તથા ઇન્સાનમાં કશો ફેર રહેતો નથી

આ પ્રસંગ પર મને પૂજ્ય ટાગોરની કવિતાનો ભાવ યાદ આવી જાય છે

"પ્રિય મિત્ર, હુલ્લડની ધમાધમ અને ટપાટપથી ગભરાઈ જઈશ નહીં આત્મ વીણાના તાર બંધાઈ રહ્યા છે જ્યારે વીણા તૈયાર થઈ જશે ત્યારે એક દિવસ તેનો મધુર ઝંકાર તારા મન તેમજ પ્રાણને તૃપ્ત કરી દેશે "

હું માનું છું કે એ તર્કનો એનાથી સુંદર બીજો ઉત્તર ન હોઈ શકે આપણી આધ્યાત્મવાદી સંસ્કૃતિનું ઉજ્જ્વલ પાસું એ જ હોઈ શકે કે ગમે તેવા તોફાન કે આંધીમાં આપણે ધીર તથા ગંભીર બનીને રહીએ આપણે એ સત્ય પર વિશ્વાસ જોઈએ કે રામની મર્યાદા, કૃષ્ણના પ્રેમ અને કર્મ, મહાવીરની અહિંસા, અનેકાન્ત, બુદ્ધની કરૂણા અને વૈરાગ્ય તથા ગાંધીના સત્ય અને સત્યાગ્રહ રૂપી પાયા ઉપર જ ભારતીય સંસ્કૃતિ રૂપી મહેલ રહેલ છે

અનેકાન્ત જ વિચાર છે, અહિંસા જ આચાર છે, મર્યાદા, પ્રેમ, કરૂણા, કર્મ, વૈરાગ્ય તથા સત્ય એ બધા 'અહિંસા'ની પરિધિમાં આવી જાય છે એ બધાનું વ્યક્તિ રૂપ આચાર છે

અહિંસા જ્યારે બુદ્ધિના ક્ષેત્રમાં પ્રવેશ કરે છે, ત્યારે તે વિચાર બની જાય છે. તે જ અનેકાન્ત છે. વિચાર જ વસ્તુતઃ સાહિત્ય, કલા, સંસ્કૃતિ તથા દર્શનને રૂપે ઉપસ્થિત થાય છે.

## સંસ્કૃતિ તથા સાહિત્ય

સંસ્કૃતિ તથા સાહિત્યનો જીવન સાથે ઘેરો સંબંધ છે. જો કોઈ દેશ સંસ્કૃતિ તથા સાહિત્ય તરફ લક્ષ ન દે અને માત્ર ધન–ધાન્ય ઉપાર્જનમાં જ લાગ્યો રહે, તો ખરેખર દેશની આબાદી ખલાસ થાય. દેશની ખરી દોલત સોનું–ચાંદી નથી. સંસ્કૃતિ તથા સાહિત્ય છે.

જીવનમાં રોટીનો પ્રશ્ન બહુ મહત્ત્વભર્યો નથી. રોટીના પ્રશ્નને તો પશુ પણ હલ કરે છે. મહત્ત્વપૂર્ણ પ્રશ્ન છે જીવનની સંસ્કૃતિનો. જીવનની સંસ્કૃતિનું ઉત્પાદન જીવનમાંથી જ થાય છે. એ સંસ્કૃતિએ જ મનુષ્યને પશુત્વ ભાવથી ઊંચે લઈ જઈને દેવત્વ ભાવ સુધી નહીં પણ એનાથી એ ઊંચે ચઢાવી દીધેલ છે. પંડિત જવાહરલાલ નહેરૂએ એક જગ્યાએ લખેલ છે કે: "મનુષ્ય તથા જાનવરમાં ફરક છે. જાનવરને વાતો બહુ વખત સુધી યાદ કહેતી નથી કારણ કે તેની પાસે ભાષા નથી, સાહિત્ય નથી. તેમ સંસ્કૃતિ પણ નથી.

"હું કહું છું કે લોકો થોડાં પુસ્તકો વાંચે, પણ તેના પર વિચાર કરે, યુરોપના એક વિદ્વાન પાસે પચાસ પુસ્તકોનું જ પુસ્તકાલય હતું પરન્તુ તે વાંચતો તેના પર ખૂબ વિચાર કરતો જતો હતો."

આ વિચાર જ માણસને પશુથી જુદો પાડે છે. પણ એ ક્યારે? જ્યારે માણસ પોતાના વિચારને આચારમાં બદલે ત્યારે. વિચારને વ્યવહાર બનાવે ત્યારે.

મનુષ્યનું જીવન વિકૃતિથી સંસ્કૃતિ તરફ તથા સંસ્કૃતિથી પ્રકૃતિ તરફ–પોતાના મૂળ સ્વરૂપ તરફ નિરંતર પ્રગતિ કરતું હોવું જોઈએ.

★ ★



જીવન અને મૃત્યુ, એક બીજાના વિનાશી છતા પરસ્પર તેમની વચ્ચે સબંધ છે જન્મ થતાની સાથે જ મૃત્યુનો રોગ લાગુ તો થઈ જાય છે છતા કોઈ માણસ તરત મૃત્યુ પામતો નથી તેમ અજ્ઞાનરૂ આવીને મૃત્યુ તેને દબાવી નથી દેતો

જીવનની સાથે જ તેનું કામ ચાલુ થાય છે એટલુ ખરુ છે કે માણસ તેને પ્રત્યક્ષ દેખી શકતો નથી તેથી ઓળખતો નથી પરન્તુ મૃત્યુ અને જીવન બન્ને સાથે જ ચાલે છે જેમ જીવનની પ્રગતિની સાથે કાળ પોતાના હાથ લંબાવતો જાય છે તેમ મૃત્યુ સાથે પાછ નવા જીવનના પ્રવાહ શરુ થઈ જાય છે અને પાછા મૃત્યુ તથા જીવન એક બીજાની સાથે ચાલતા થઈ જાય છે

ગતિ એ જ જીવન છે

વસ્તુત જીવનનો અર્થ ગતિ છે ગતિ એ જ જીવનનુ પ્રતિક છે અને અટકી પડવું એ મૃત્યુનું પ્રતિક છે

જીવ તો સ્વાભાવિક ગતિશીલ રહે છે શાશ્વતુ જ એ છે કે નાશવંતુ જ નથી, શોભતુ નથી તેની ગતિને કાંઈ રોકતુ નથી. રોકવાની તાકાત પોતામા જ છે માત્ર ત્યારે રોકાઈ શકે છે આત્મા પોતે પ્રયત્ન

કરે, પુરુષાર્થ કરે, તો જીવનના પ્રવાહને રોકી શકે છે. સમાપ્ત પણ કરી શકે છે.

જે દિવસ જીવનની ગતિ રોકાઈ જાય છે ત્યારે તો મૃત્યુ કે મુક્તિ થાય છે. પણ સંસારમાં રહે છે ત્યાં સુધી જીવનની સમાપ્તિની સાથે જ બીજા જીવનની ગતિ શરૂ થઈ જ જાય છે. એક ભવના નાશની સાથે જ બીજા ભવનું નિર્માણ સામે હાજર જ છે.

પરન્તુ જીવનમાં જ્યારે પરિપૂર્ણતાનો ઉદય થાય છે, ત્યારે ભવ સંબંધી ગતિનો પ્રવાહ સદા – સર્વદાને માટે અવરોધ થઈ જાય છે. એનો અર્થ એ છે કે યોગિક ગતિશીલતાની ધારા સૂકાઈ જાય છે. એ જીવનમાં ગતિ રહે છે. પણ એ મન, વચન તથા કાયાના યોગ સાથે રહેવાવાળી ગતિ નહી, આત્માની પોતાના પર્યાયોમાં રહેવા વાળી ગતિ છે અને સ્વ-પરિણતિની એ ધારા સદા ગતિમાન રહે છે.

ભવરૂપ જીવનના નાશને જ મૃત્યુ કહે છે અને જીવનની પરિપૂર્ણતાને મોક્ષ કહે છે તેથી મોક્ષનું બીજું નામ અમર તત્ત્વ અથવા અમરતા પણ કહે છે. સંસાર મૃત્યુની ધરી પર ફર્યા કરે છે તેનાથી છૂટકારો મેળવવાની ગતિમાં પગલું ભરવું, મૃત્યુથી અમરતા તરફ ચાલવાનો પ્રયત્ન કરવો તે આ પૂર્ણતાના લક્ષને નજર સામે રાખીને ગતિ કરવી તે સાધના છે. સાધનાનો અર્થ જીવનને સાચી દિશામાં તરફ ગતિમાન કરાવવું તે.

### અંધકારથી પ્રકાશની તરફ

જીવન કોઈ સીધી વસ્તુ કે બની બનાવેલી ચીજ નથી. કપાસ જેમ પોતાના ગુણ અને વસ્ત્ર રૂપમાં પરિવર્તિત થવાની પોતાની શક્તિ લઈને ઉત્પન્ન થાય છે. પરન્તુ ઉત્પન્ન થતાંની સાથે જ તેના વસ્ત્ર થઈ શકતાં નથી પણ કપાસિયાથી રૂ જુદું પાડવામાં આવે, પૂણિયો બનાવવામાં આવે, કાંતવામાં આવે છે. પછી – તેના વસ્ત્ર બની શકે છે.

સાધના મનુષ્યને નવો નથી બનાવતી. તે આત્માનું નવું ધ્યેય નથી નિર્માણ કરતી પણ, જીવનની પૂર્ણતામાં આવરણ આવેલ છે. તેને

## ન સ્વર્ગ કે ન નરક

મનુષ્યની સાધનાનું લક્ષ વૈભવ–વિલાસ નથી, સ્વર્ગ નથી પણ માત્ર આત્માને વિશુદ્ધ કરવો એ જ છે. પ્રલોભન કે ભયથી કરેલી ક્રિયા એ ધર્મ નથી બની શકતી.

મહા કવિ જયશંકર પ્રસાદે કહ્યું છે કે "ધરતીનું ગૌરવ સ્વર્ગ બની જશે તો નાશ થઈ જશે. આ ધરતીને કેવળ વસુંધરા થઈને માનવ જાતિ માટે જીવવા દો.

પોતાની આકાંક્ષાથી કલ્પાયેલ સ્વર્ગને માટે આ ધરતીને નરક ન બનાવતા. તેમ દેવતા બનવાના પ્રલોભનથી પાછું રખે મનુષ્ય રાક્ષસ ન બની જાય." કહેવાની મતલબ એ છે કે સાધના કેવળ સાધના માટે જ હોઈ શકે. ભય કે લોભ અર્થે નહીં.

## રોટીનો જાપ

અહિંસા, સત્ય, અસ્તેય તથા અપરિગ્રહ કેવળ ઉપદેશ માટે નહીં, જીવનમાં ઉતારવા માટે છે. રોટીનો જાપ કરતાં ભૂખ નથી મટતી. તેને માટે ખાવું પડે છે. રોટીનું સ્થાપન પેટ છે – જીભ નથી.

જો ધર્મ, કોઈ નિષેધ કે વિધાનોનું જ નામ હોય તો આજના મત, પંથ, સંપ્રદાય તથા વાદ ક્યાંથી ઊભા થયા હોય? તે વિષે એક ઉદાહરણ છે:

## મત તથા પન્થ

એક જગ્યાએ વીજળીના થાંભલા પર લખ્યું હતું કે: "હાથ લગાવશો તો તરત મરી જશો." તેની સાથે નીચે એમ પણ લખ્યું હતું કે: "જે વ્યકિત હાથ લગાડતા પકડાશે તેના પર કેસ કરવામાં આતવશે." આ બેઉ વાત પરસ્પર વિરોધી છે, કોને સાચી માનશો? અને કોને ખોટી? મત, પંથોની આ જ દશા છે. હું સમજું છું કે વિચાર મનુષ્યથી ઊંચા છે. તેને જીવનનો સ્પર્શ કરવાનો પ્રયત્ન તે જ સાધના છે. સાધનાનો પ્રારંભ અંદરથી જ થશે પછી ધીરે ધીરે તેનો બાહ્ય જગત સાથે પરિચય થશે. મૃત્યુનો ભય પણ ન જોઈએ. કારણ કે નિર્ભયતા સાધનાની પ્રાણશકિત છે.

★ ★

# માનવજીવનની વિશેષતા



જીવનશક્તિનું કેન્દ્ર છે ભૌતિક અને આધ્યાત્મિક બંને શક્તિઓના મુખ્ય સમન્વયનું એમાં દર્શન થાય છે આ બંને શક્તિઓનો જીવની પ્રગતી પડતીમાં મહત્ત્વપૂર્ણ હિસ્સો છે, જ્યારે માનવ આત્મિક શક્તિને નબળી બનાવી, હૃદયના અવાજને સાંભળતો નથી અને કેવળ ભૌતિક શક્તિને જ સંપૂર્ણ માની [illegible] છે ત્યારે તેનું પતન નિશ્ચિત થાય છે, તેવી જ રીતે જ્યારે મનુષ્ય પોતાના હૃદયના અવાજને અનુરૂપ આધ્યાત્મિકતાને આધારે પોતાની ભૌતિક શક્તિઓનો યોગ્ય ઉપયોગ કરે છે ત્યારે તે વિકાસની પરમ સીમાએ પહોંચે છે માનવમાં વિજ્ઞાન સર્વોપરી તેમ જ પરાણી મહાન શક્તિ જડેલી છે આમાં કોઈ શક નથી. તે ઊઠે છે આગળ વધે છે લપસે છે અને લપસીને ફરી ઉન્નતિ—ઉત્થાન થવાની શક્તિ ધરાવે છે પોતાની ચડતી—પડતી કરનાર તે પોતે જ છે— ઉન્નતિ અવનતિની શક્તિ તેમાં જ રહેલી છે

### માનસિક ચિંતન

આ શક્તિને લીધે જ સંસારના બધા વિદ્વાનોએ માનવને, સૃષ્ટિની શ્રેષ્ઠ કૃતિ માની છે તે વધુ બળવાન છે તેથી એમ મનાયું નથી તેના કરતાં બીજાં અનેક પ્રાણી શારીરિક તાકાતમાં ચડી જાય. કેટલાંક તો એવા પણ છે જેમનો આહાર આરામ અને આ માનવની પ્રજા ઉપજાવ

છતાં માણસની બુદ્ધિ–શકિત, આધ્યાત્મિક વિકાસ અને માનસિક ચિન્તન આગળ તેમનું શરીર બળ નગણ્ય છે, માણસ પોતાની અદ્‌ભૂત બૌદ્ધિક શકિત વડે બધાં ઉપર શાસન કરી શકે છે. એની બરાબરી કોઈ કરી શકે તેમ નથી.

ગુગલિયા – કાળનો માણસ જે સ્થિતિમાં રહે છે તેથી આગળ વધી શકતો નથી, તે પોતાની ઈચ્છાઓ પૂરી કરવાની અભિલાષા રાખે છે, પ્રયત્ન પણ કરે છે, પણ બીજાને લૂટી – બીજાનું શોષણ કરીને પેટ ભરતો નથી. તે કેવળ કલ્પવૃક્ષ આગળ હાથ લંબાવે છે. તેમની પાસે માંગીને પોતાનું ગુજરાન ચલાવે છે. તેનું જીવન દાન – દક્ષિણ પર નભે છે. કલ્પ-વૃક્ષ કે પ્રકૃ'તિ પાસે જે કાંઈ મળે છે તેટલાથી જ તે સંતોષ માને છે. તેના જીવનમાં ન તો વાસનાની આગ તીવ્ર હોય, ન ભોગ – વિલાસની ઉત્કટ ઈચ્છા અને કષાયોનો તીવ્ર ઉદય પણ નથી હોતો. તેનું જીવન સાફ, સરળ અને મર્યાદિત હોય છે તે છળ–કપટથી દૂર રહે છે, પણ તે આધ્યાત્મિક વિકાસ પણ કરતો નથી

## સભ્યતાનું મૂળ – શ્રમ

માનવીય સભ્યતાનું મૂળ શ્રમ છે. તેમાં પશુબળને મહત્ત્વ નથી અને કલ્પવૃક્ષની પરાધીનતાને પણ સ્થાન નથી. પશુબળ અને પર-તંત્રતા બંને વિકાસના નહીં પણ વિનાશના રસ્તા છે. બંને માનવને, માન-વતા ભૂલાવે છે. આ બંને તેના ચિન્તનમાં તેમ જ આત્મશકિતના વિકાસમાં વિઘ્ન રૂપ છે તેથી માનવીય સભ્યતા માનવને બંને બાજુ જતાં રોકે છે. માનવ પશુ કે તેથી પણ ખરાબ થાય એમ તે નથી ઈચ્છતી. માણસ કેવળ સુખોમાં રચ્યોપચ્યો રહે, અને બીજા ગુલામી કરે એ પણ બરાબર નથી. માનવીય સભ્યતા, બીજાને લૂંટીને ધન સંચય કરવામાં કે ભીખ માંગીને પેટ ભરવામાં નથી માનતી. તે માને છે, કાંડાના બળે પરિશ્રમમાં, પુરુષાર્થ કરી પોતાના જીવનનિર્માણમાં પોતાના જીવનને ઉન્નતિના શિખરે પહોંચાડવામાં.

જૈન આચારનુ મૂળ અહિંસા છે જૈન પરંપરાની અહિંસા માણસ સુધી જ નહીં, પશુ, પક્ષી, જીવાણુ, પૃથ્વી, પાણી અને વનસ્પતિને પણ આવરી લે છે, જૈન સંસ્કૃતિનો આ સામ્યવાદ ભારત માટે ગૌરવ છે એના આધારે જ આ સંસ્કૃતિ કહે છે કે સૌ જીવિત રહેવા માગે છે મૃત્યુ કોઈ ને ગમતુ નથી, શારીરિક કષ્ટ આપવુ પણ પાપ છે કડવી વાણી ઉચ્ચારવી પણ પાપ છે, અને મનથી દુષ્ટ ચિન્તન પણ પાપ છે અહિંસાનો આ ઉત્કર્ષ જૈન પરંપરાની દેન છે અહિંસા આચારનો મૂળ છે અહિંસાને કેન્દ્ર માનીને જ શાસ્ત્રકારોએ આપણને સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહને ઉચ્ચ સ્થાન આપ્યો છે આચારની આ ભૂમિકા પર જ કર્મવાદ જન્મે છે કર્મવાદ એટલે કાર્ય–કારણવાદ, વ્યક્તિના કર્મનો સમાજ પર શુ પ્રભાવ પડે છે અને સમાજના કર્મ વ્યક્તિના જીવનનિર્માણમા કેટલો ભાગ ભજવે છે? કર્મવાદનો અર્થ જ એ કે વર્તમાન, ભૂતકાળના આધારે રચાય અને ભવિષ્ય, વર્તમાનના આધારે

ભારતીય વિચારકોએ માનવ–જીવનનો ઊંડો અભ્યાસ કર્યો છે સાંસ્કૃતિક દૃષ્ટિએ જીવનને ત્રણ ભાગમા વિભક્ત કર્યુ છે, તેથી ભારતીય સાહિત્યમા જીવનની ત્રણ સભ્યતાઓનો ઉલ્લેખ મળે છે (૧) આસુરી સભ્યતા, (૨) દૈવી સભ્યતા, (૩) માનવીય સભ્યતા

## આસુરી સભ્યતા

આસુરી સભ્યતાનો આધાર પ્રભુત્વની ભાવના છે આ સભ્યતાના અનુયાયી વ્યક્તિનું એક જ લક્ષ્ય રહે છે પાશવિક શક્તિના ભૌતિકવાદનો વિનાશ કરવો અને તેના બળ ઉપર નિર્બળ વ્યક્તિઓને લૂટવી તથા આશ્રકોનુ શોષણ કરવુ અથવા કોઈ પણ રીતે ભૌતિક સુખ સાધનોને પોતાના કરવા, તેમ જ અહર્નિશ ભોગ–વિલાસમા રચ્યાપચ્યા રહેવુ–રાગરંગમા મગ્ન રહેવુ તેથી આ સભ્યતાના અનુયાયીઓ માનવ મટી રાક્ષસ બને છે તેઓ રાત – દિવસ શોષણના નવા નવા નુસખાઓ શોધવામા પડે છે તેના મનમા

પળે પળ એક જ ચિન્તન રહે છે કે વિશ્વના બધા વૈભવો બધી તરફથી ભેગા થઈ મારી પાસે આવે અને સંસાર પર મારી સત્તા જામે. તે માટે તે છળ – કપટ, ષડયંત્ર તથા ખૂનામરકી જેવા ગમે તે ઉપાય લેવા તૈયાર થાય છે આવા માણસો જ સમાજમાં વિષમતાના બીજ રોપે છે. મનમાં સંઘર્ષ ઉત્પન્ન કરે છે – જેથી યુદ્ધની સંભાવના ઊભી થાય છે. ખરી રીતે આ માણસો હેવાન બને છે અને તેનું જીવન હિંસક વરુથી પણ અધિક ભયંકર ખૂની જેવું થાય છે.

## દૈવી સભ્યતા

દૈવી સભ્યતાનો આધાર પણ ભૌતિક સુખની લાલસા છે–તે સભ્યતા પણ એશઆરામથી પેલે પાર નથી. તેમાં છળ–કપટને સ્થાન નથી. એટલું સાચુ છે કે દૈવી સભ્યતાવાળાઓ સુખેથી આનંદપૂર્વક જીવન વ્યતિત કરી શકે છે. તેઓ પોતાની જરૂરિયાતો પૂરેપૂરી મેળવી લેવાનો પ્રયત્ન તો કરે છે અને તે પણ ન્યાય અને નીતિ સાથે.

દૈવીભાવના વાળો મનુષ્ય અધિકારને નહીં પણ કર્તવ્યને પ્રધાનપણું આપે છે. સ્વાર્થને બાજુ પર રાખીને પરમાર્થ કરવા તરફ વળે છે. આસુરી વૃત્તિવાળા મનુષ્ય કેવળ સ્વાર્થમાં પરોવાઈને જ અટકી જાય છે.

દૈવી જીવનની સાર્થકતા કે સફળતાનો અર્થ પરાર્થ તથા પરમાર્થ છે. દૈવી સંપદાવાળો મનુષ્ય સદા શાન્ત, દાન્ત અને કાન્ત (ખુશ) રહે છે. તેમાં સત્યવૃત્તિ વિશેષ હોવાને કારણે તે સ્થિર ચિત્ત હોય છે. અશુભ વિચાર તથા અશુભ વ્યવહાર તેના જીવનમાં નથી જોવા મળતા. તે પોતાના મન તથા ઈન્દ્રિયોનો દાસ નથી હોતો. આવા પ્રકારની વ્યક્તિઓનું જીવન દેશને, સમાજને તથા પરિવારને માટે આશીર્વાદ રૂપ બની જાય છે.

## મનુષ્યની સભ્યતા

માનવીય સભ્યતાનો આધાર ભૌતિક વસ્તુ નથી હોતો. તેમ હાડ, માંસના બનેલા શરીર પર નથી હોતો. પંચભૂતના પુતળા રૂપી યંત્ર

પર નહીં પણ જે વસ્તુ દેખાવમા આવતી નથી—આપણી દૃષ્ટિથી પર છે તેવો આત્મા પર છે

### સ્વાર્થ તથા પરાર્થ

આ વિશ્વ ઉપર માનવી – સસ્કૃતિ એ પ્રભુના વરદાન રૂપ છે કાગળ કે મોક્ષના દ્વાર માત્ર મનુષ્ય માટે જ ખુલ્લા છે—દેવ—દાનવ માટે નહીં અસુર અશુભમા રમે છે તો દેવ શુભમા રમે છે પરન્તુ વિશુદ્ધ જીવન તો મનુષ્ય જ જીવી શકે છે માનવીના જીવનમા પરાર્થ, પરમાર્થ તથા સ્વાર્થ એ ત્રણે જોઈ શકાશે—બીજા અર્થમા તે દેવ તેમ જ અસુર પણ બની શકે છે

એક વખત રામે હનુમાનને પૂછ્યુ "તુ કોણ છે?" હનુમાને નમ્ર ભાવે જવાબ દીધો કે "દેહ બુદ્ધિ એ આપ અને હુ જુદા છીએ પણ આત્મબુદ્ધિએ કહુ તો આપ અને હુ એક જ છીએ" આ અદ્વૈત ભાવના, આ ભેદવિજ્ઞાન તથા આત્મા અનાત્માનો વિવેક જ માનવી જીવનની શોભા તથા વિશેષતા છે

★ ★

# અધ્યાત્મ તથા દર્શન



ધર્મ, દર્શન તથા વિજ્ઞાન એ ત્રણે એક બીજાના વિરોધી નથી પણ પૂરક છે – ભલે, ત્રણેની પદ્ધતિ જુદી જુદી છે પણ ત્રણેનો ઉદ્દેશ – 'સત્યની શોધ કરવી' એ જ અને એક જ છે. ત્રણે પોતપોતાની ઢબે સત્યની શોધ કરે છે. ધર્મમાં શ્રદ્ધા, દર્શનમાં તર્ક અને વિજ્ઞાનમાં અનુસંધાનની જરૂર છે. ધર્મ એ હૃદયની તૃપા છે, દર્શન એ બુદ્ધિની પ્યાસ છે અને તર્ક એ વિજ્ઞાનની તરસ છે.

જ્યાં અધ્યાત્મ હશે ત્યાં ધર્મ અને દર્શન અવશ્ય હશે. પણ વિજ્ઞાન સાથે અધ્યાત્મને મેળ નથી, કારણ કે પ્રકૃતિનું ગુપ્ત રહસ્ય માત્ર ભૌતિકવાદી વિજ્ઞાન જ શોધી શકે છે.

### ગાંધી તથા તિલક

રાષ્ટ્રની ભૌતિક સંપત્તિ પણ મહત્ત્વભરી છે પણ એ સંપદા અશાશ્વત છે... અધ્યાત્મ સંપત્તિ જ શાશ્વત છે. આ વિજ્ઞાન યુગમાં ગાંધીજીએ એ સંપત્તિને વધારી. જે વાતો તર્કવાદી પંડિતો કરતા, તેને તિલકે જન-[illegible] સુધી પહોંચાડી. એમ કહો કે, ગાંધી અને તિલકના પ્રયત્નોએ ભારતના અધ્યાત્મને એક નવો વળાંક આપ્યો. એવી સંપત્તિ કોઈ નેતાઓએ દેશને નથી આપી.

ગાંધીએ ભારતને સત્ય તથા અહિંસા આપી અને તિલકે આપ્યો કર્મ યોગ તે પણ ખરે જરૂરને વખતે મળ્યાં

ગાંધીનો સર્વોદય અને તિલકનું ગીતારહસ્ય આ વિજ્ઞાન યુગમાં ઘર ઘરનો દીવડો બની ગયા નિરાશ થયેલા, હતાશ પામેલા ભારતને તેજસ્વી કર્મ યોગની જરૂર હતી અધ્યાત્મ સાધના માટે કોઈ પર્વત કેન્દ્રોમા, તેમ જંગલમા જવાની જરૂર નથી જીવનની બધી દિશામાં અધ્યાત્મ સાધના થઈ શકે છે

## સંત વિનોબા

દવા, રોગ મટાડવા માટે છે, પેટ ભરવા માટે નહીં આજનો માનવી પેટ ભરવા માટે દવા ખાધા કરે છે વિજ્ઞાન દવા છે, પણ તેને ભોજન સમજવામા માણસે ભૂલ ખાધી છે, ભોજન તો અધ્યાત્મ તથા દર્શન હોઈ શકે, એનાથી દૂર જતાં ભારતી સંતાન આજે મૃત-પ્રાય થઈ ગયેલ છે તે ધનના નાગપાશમા માછલી બનીને તર્યા કરે છે અને ની નાના કીડામા સબડે છે

એક વાર વિનોબાજી એ કહ્યું હતું કે માનવીને બે ચીજ મળી છે ૧ મસ્તક અને ૨ ભૂખ બન્નેનો સમાન ભાવથી ઉપયોગ કરવો એ મનુષ્યનું કર્તવ્ય છે

લોકો પૂછે છે "શ્રમ શા માટે કરવો? એક કલાકમા અક્કલથી ઘણું કામ થઈ જાય છે" પણ લોકો કદાચ ભૂલી જતા લાગે છે કે "અક્કલથી કામ કરનારને ભૂખ નથી લાગતી તેથી તેને ડૉક્ટર પાસે જવું પડે છે હું કહું છુ કે, શ્રમ કરો જરા ખોરાક તો પછી, જમીન ખેડવાનો શ્રમ કેમ નથી કરતા? એનાથી પેદાશ વધશે અને વળી દેશ આબાદ બનશે.

આજનો યુગ કર્તવ્યભાવનાનો નથી પણ અધિકાર, તથા સત્તા માટે લડવાનો છે ભારતની સંસ્કૃતિનું મૂળ 'કર્તવ્યના વિચાર'માં છે અધિકાર માં નહીં. "કર્તવ્યમાં નમ્રતા રહી છે અધિકાર માં અહંકાર ભર્યો છે"

આજે લોકોનું જીવન ભૌતિક વસ્તુના સંગ્રહની દોડ–ભાગમાં ખપતું જાય છે. પણ એ ભૂલવું ન જોઈએ કે જીવનની પવિત્રતા ત્યાગમા છે. ભોગમાં નથી.

## જીવો અને જીવવા દો

મનુષ્યનું હૃદય જ્યારે તેના માથા ઉપર વિજય મેળવી લે છે ત્યારે અંતરની કોમળ ભાવનાઓ જાગૃત થઈ જાય છે. તે વખતે સ્નેહ, બન્ધુત્વ તથા માનવતાને પ્રકાશમાં આવવાનો અવકાશ મળે છે.– ત્યારે સ્વાર્થ નો દબાઈ જાય છે. "જીવો અને જીવવા દો"નો સિદ્ધાંત પ્રગટે છે.

તેનાથી વિપરીત, જ્યારે માણસનું માથું તેના હૃદયને દબાવે છે ત્યારે સ્વાર્થ, દાવ – પેચ તથા કુટિલતા જેવા અવગુણો જીવનમાં થન-થનાટ કરવા માંડે છે. એનો અર્થ એ છે કે જીવનમાં સુખ તથા શાન્તિ માટે સામાજિક, કે રાષ્ટ્રીય ક્ષેત્રે નીતિ તથા પ્રમાણિકતાની જરૂર છે. જીવનમાં જ્યારે નીતિનું પ્રધાનપણું હોય છે ત્યારે અધ્યાત્મ તથા દર્શનનો મનુષ્યના વિચારો ઉપર કાબૂ રહી શકે છે.

આ સત્યને આ યુગમાં ગાંધીજીએ પ્રમાણિત કરી બતાવ્યું છે, તેમ જ રાજકીય બાબતોમાં પણ નીતિની શ્રેષ્ઠતા તેમણે સિદ્ધ કરી દેખાડી છે. નીતિ અને વિશ્વ બંધુત્વ એ જ તો ખરાં અધ્યાત્મ અને દર્શન છે.

## અધ્યાત્મ શૂન્ય જીવન

ખરી રીતે આ યુગમાં વિજ્ઞાનના વિરોધી એવા પ્રકારના અધ્યાત્મિક ધર્મની જરૂર છે: જે, લોકોના દિલ તથા દિમાગને બદલાવી નાખે. માણસ જાતે આજે પ્રકૃતિના અનેક રહસ્યોની શોધ કરી છે, પરન્તુ વર્ણ, વર્ગ અને સંપ્રદાયની ગુલામી નથી છોડી ધર્મનો ઉદ્દેશ વ્યકિતનો વિકાસ કરવાનો છે તથા માનવ જાતનું ઉત્થાન કરવાનો છે. ધર્મ મનુષ્યને અજ્ઞાન, અંધકાર તથા જ્ઞાતિભેદથી જ્ઞાન પ્રકાશ તથા વિશ્વ બન્ધુત્વ તરફ લઈ જાય છે.

બુદ્ધિવાદનું પરિણામ અધ્યાત્મ તથા દર્શન તરફની પ્રગતિ હોવું જોઈએ. કારણ અધ્યાત્મ વગરનું જીવન અહીં તહીં રખડાવનારૂં જીવન છે– ભારતીય સંસ્કૃતિની વિશેષ દેન જ અધ્યાત્મ અને દર્શન છે.

## ડૉ. રાધાકૃષ્ણન્

ભારતના ભૂતકાળના રાષ્ટ્રપતિ તથા પ્રખ્યાત દાર્શનિક ડૉ. રાધાકૃષ્ણને લખ્યું છે કે– "મૂળમાં સર્વ ધર્મ એક જ છે–બધાનું ધ્યેય પણ એક જ છે અને તે છે–મનુષ્યના આત્માનો પૂર્ણ વિકાસ."

ભૌતિક સુખ એ સર્વોપરિ નથી. સમાજમાં ભાત ભાતના ધર્મ પ્રચલિત છે–તેના દેશ તથા કાળને કારણે રૂપ ભલે જુદા દેખાતા હોય પણ બધાનું સાધ્ય એક જ છે.

બહારના આડંબરને કારણે માનવજીવનની તકલીફો એટલી વધી ગઈ છે કે જાતિ–જાતિ વિરુદ્ધ, દેશ દેશ વિરુદ્ધ તથા એકબીજાનો વિનાશ ઈચ્છી રહેલ છે.

ધર્મના મૂળતત્ત્વો ભૌતિક સાધનો પર નિર્ભર નથી, પણ અધ્યાત્મ પર અવલંબિત છે. વિજ્ઞાનના વિનાશક રૂપથી ભયભીત થઈને માણસ, જીવનમાં શાન્તિ અને સુખની શોધમાં પડ્યો છે–પણ સત્ય તથા અહિંસા સિવાય એને બીજો કયો માર્ગ મળવાનો હતો?

### ભારતનો અર્થ

ભૂગોળમાં એનો આકાર ગમે તે કહ્યો હોય, પણ ભારતના સન્તો, કવિઓ તથા દાર્શનિકોએ આત્માની સમતાનો સુન્દર સંદેશ દીધો છે જેમાં માત્ર પોતાનું નહીં પણ સમગ્ર વિશ્વનું કલ્યાણ રહ્યું છે. ભારતમાં હિમાલયની વિશાળ ભૂમી–સંપત્તિમાં અધ્યાત્મ ભાવનાની પાવન સત્તા છે જે વિઘટક તથા વિનાશક તત્ત્વોને પરાજીત કરી, સમગ્ર સમાજનું કલ્યાણ તથા ઉદ્ધાર કરનાર છે. ભારતના લોકો તેની સંસ્કૃતિના અધ્યાત્મ તથા દર્શનને કદી નહીં ભૂલી શકે.

★ ★

# નારી જાતિનો વિકાસ



સ્ત્રી જાતિએ આજે નહીં પણ પ્રાચીન કાળથી પોતાના ત્યાગ, પ્રેમ, સેવા, શ્રદ્ધા તથા ચારિત્ર વડે સંસ્કૃતિનું બહુમાન કર્યુ છે. સ્ત્રીના માયાળું માતૃત્વમાં જ મનુષ્ય જન્મીને ઉછરે છે. યુગાંતરથી પોતાના માતૃત્વભર્યા ભાવનું જગતને પ્રદાન કરેલ છે. વળી સંસારની માયામાં લપટાઈને તેણે ત્યાગનો ભાવ જીવતો રાખ્યો છે. ભારતની માતાનો અધિકારમાં નહીં પણ સમર્પણમાં વધુ વિશ્વાસ છે. તેથી તેનો અધિકાર, મેળવવાને બદલે કર્તવ્ય-પાલનમાં જ રહ્યો છે. ભૂત તેમ જ વર્તમાનમાં તેણે પોતાની મધુરતા તથા ઉદારતા વડે મનુષ્યના દિવ્ય તેજને સુજાગ રાખેલ છે.

આ સન્નારીએ સમજી લેવું જોઈએ કે લોજ, કૉલેજ, સિનેમા, હૉટલો કે પાર્ટીઓ મારફત તેનું નારીત્વ વિકસીત નહીં થાય પણ તેનાં શીલ તથા લજ્જામાં જ તેનું વર્ચસ્વ જામેલું રહેશે. તમામ રાષ્ટ્રોના પતન તેમ જ ઉત્થાનનાં ઈતિહાસમાં પુરુષ કરતાં સ્ત્રીઓનો હિસ્સો કમ નથી રહ્યો. શાંતિ તેમ જ ક્રાન્તિ બન્ને અવસરમાં તેણે રંગમંચ પર આવીને યોગ્ય સેવા આપી જ છે.

પાશ્ચાત્ય સભ્યતાની હોડમાં ઊભા રહેવા જતાં તેનાં આદર્શોમાં કંઈક અંશે લપસી છે. તેથી પ્રાચીન યુગની નારી, સામે અર્વાચીન યુગની નારીના આદર્શો તથા કર્તવ્ય પરાયણતાનો દરજ્જો ઉતર્યો છે, અને અધિકારની લાલ:

સામાં લપટાઈને પ્રદર્શન તથા પ્રવચનામાં આકર્ષાઈ છે તેને કારણે ઘરને સ્વર્ગ બનાવવા માટે તથા ઉંચા આદર્શોને જાળવવાને બદલે શીલ તથા ચારિત્ર તરફ બેપરવા થઈ છે ગાંધીજીના શબ્દોમાં "આજની સ્ત્રી પોતાના જીવનના તેજસ્વી વર્ચસ્વને ખોઈ બેઠી છે"

## પ્રાચીન યુગ

ઉપનિષદ્ યુગની મૈત્રી તથા ગાર્ગી તથા વેદ કાળની અદિતિ, ભારતી, રંભા તથા શ્રદ્ધાના નામો આજે પણ ગૌરવથી લેવાઈ રહ્યા છે જૈન આગમોમા પણ ચંદના, જયન્તિ, રેવતી તથા રાજેમતીના નામો સુવર્ણ અંકિત છે બૌદ્ધ પિટકોમાં પણ સુજાતા, શુભા તથા યશોધરાના નામો પૂજ્ય ભાવે ગવાયા છે

રામાયણમા સીતાએ, મહાભારતમા દ્રૌપદીએ તથા પુરાણ યુગમા સાવિત્રીએ ભારતની સસ્કૃતિને ઉજ્વળ બનાવવા ઉપરાંત માનવતાનું પ્રદાન કર્યું છે રાજપુત યુગમા રાજસ્થાનની વીર નારીઓની ત્યાગ ગાથા-ઓની શાહી હજી લીલી છે તેમ જ વર્તમાન યુગમા કસ્તુરબા, સરોજીની, કમળા, વિજયાલક્ષ્મી તથા ઈન્દિરા ગાધીની અજેય શકિત એ જગત ભરને ભારતની નારીના તેજસ્વી શૌર્યની ઝાખી કરાવી છે

## સેવા પ્રેમ

સીતાથી માંડીને ચંદનબાળા સુધીનો ઈતિહાસ સ્ત્રી જાતિના જ્વલત ત્યાગ, પ્રેમ, નિષ્ઠા, સેવા, તપ તથા આત્મવિકાસથી ભર્યો પડયો છે સ્ત્રીમા આત્મવિશ્વાસ છે તેથી તેનામા જગતના ઉદ્ધારની શકિત છે, જ્યા સુધી ભારતની નારીમા શીલ તથા સેવાની વૃત્તિ છે ત્યા સુધી આ દેશની સસ્કૃતિ નિર્ભય છે એક કવિએ કહ્યુ છે કે "સ્ત્રીની આખ જમીન ઉપર તથા મન પરમાત્મામા લીન રહે છે એ ભલે ઘરમાં રહે કે વનમા, તે પોતાની મર્યાદાને નહીં તજે" તેણે વિલાસિતા દેખાવ અને વિવાદથી સદા બચીને ચાલવુ જોઈએ ભારતની કરોડોની જનતા, જ્ઞાન રૂપે સરસ્વતિની, ધન રૂપે લક્ષ્મીની અને બળ રૂપે દુર્ગામાતાની પૂજા કરે છે

એક દાર્શનિકે કહ્યું છે કે પુરુષ જો સ્ત્રીપણું પ્રાપ્ત કરે તો તે ભગવાન બની જાય અને સ્ત્રી જો પુરુષપણું પ્રાપ્ત કરે તો પિશાચીની બની જાય."

## મહાવીરની ક્રાન્તિ

વૈદિક યુગમાં થોડાં દાખલાઓ બાદ કરો તો સ્ત્રીનો આદર ન હતો. બુદ્ધ પણ સ્ત્રી વિષે ઉદાસીન હતા. અથવા અન્‌ઉદાર હતા. પોતાના સંઘમાં સ્ત્રીને સ્થાન આપવા માટે સાફ ના પાડી હતી. પરન્તુ તેના શિષ્ય આનંદના આગ્રહને લીધે જ સ્ત્રીને સ્થાન મળ્યું છે.

નારી જીવનના વિકાસ માટે મહાવીર પ્રથમથી જ ઉદાર હતા. તેના બેકારણ હોવાનો સંભવ છે. ૧. મહાવીર પહેલાં પાર્શ્વનાથ, પ્રભુના સંઘમા પુરુષ જેટલો જ સ્ત્રીનો અધિકાર હતો. ૨. વૈદિક યુગમાં સ્ત્રીની ઉપેક્ષા તથા અનાદરનો પ્રભાવ પણ તેમના માથા પર પડેલો. અસ્તુ, મહાવીરના વિચારો સ્ત્રી સમાજ પ્રત્યે ખૂબ ઉદાર હતા બલકે તેઓ પુરુષ જેટલા જ અધિકાર સ્ત્રીઓને આપવામાં માનતા.

શ્રી કૃષ્ણે પણ સ્ત્રીઓ પ્રત્યે ઘણી ઉદારતા દાખવી. પણ સન્યાસ માર્ગમાં તેઓ સ્ત્રીને સ્થાન ન અપાવી શકયા. વેદ ભણવાનો અધિકાર પણ સ્ત્રીને નજ અપાવ્યો. માત્ર દ્રૌપદીના ચીર ખેંચાયા ત્યારે તેનું સન્માન જાળવ્યું.

## ગાંધી યુગની પ્રેરણા

મહાવીર પછીના આખા ઈતિહાસમાં માત્ર ગાંધીજીએ જ સ્ત્રી જાતિનો સંપૂર્ણ આદર કર્યો તથા તેવી પ્રેરણા આપી.

તેના વળતર રૂપે સત્યાગ્રહ તથા અસહકારના આંદોલન વખતે સ્ત્રીઓએ સંપૂર્ણ સહકાર આપ્યો હતો.

ગાંધી યુગના સાહિત્યકાર, કવિ, દાર્શનિક તથા કળાકાર પણ સ્ત્રી ઉદ્ધારના હિમાયતી જ છે – મધુર કવિ પન્તે કહ્યું છે કે:–

"મુકત કરો, ! નારીકો માનવ,
યુગ યુગ કી કારા સે."

એક પાશ્ચાત્ય કવિએ સુન્દર કહ્યું છે કે નારીનો ઈતિહાસ આંસુનો

પણ છે, તેમ દૂષણો પણ છે ભૂતકાળ ગમે તેવો હતો પણ વર્તમાન સુંદર છે અને ભવિષ્ય કાળ તો ઘણો જ આશાવાદી હશે "

## નિંદા તથા પ્રશંસા

ભારતના જૂના ઇતિહાસમાં સ્ત્રી સંબંધે બે પક્ષ હતા ૧ શુભ તથા ૨ અશુભ. નિંદા પણ છે અને પ્રશંસા પણ છે વેદમાં, આગમોમાં અને પિટકોમાં બધે એક સરખો જ છે વસ્તુની સારી બાજુ તેમ બૂરી બાજુ બન્ને હોય છે સારી છીએ માટે પણ અપવાદ નથી સમજવાની વાત માત્ર એટલી જ છે કે નિન્દાની પાછળ ધ્યેય શું છે? અને પ્રશંસાની પાછળ પણ મનવલણ શું છે?

અતિરેકવાળો વૈરાગ્યવાદ પણ આ કારણોમાંનું એક હોઈ શકે છે પરિસ્થિતિનું વિશેષપણું પણ કારણભૂત થઈ શકે છે એમ પણ હોઈ શકે કે એ યુગના લેખકોના પોતાના જીવનના કડવા–મીઠા અનુભવો આધારે નિંદા વા સ્તુતિ કરી હોય।

પરન્તુ શરીર ભેદ વડે આત્માના કશાય ભેદ કરવામાં આવ્યા નથી,

ભર્તૃહરીને પોતાનો કડવો અનુભવ થયો હતો તેને આધારે તેણે નીતિશતક, શૃંગાર શતક તથા વિશેષે કરીને તેના વૈરાગ્ય શતકમાં તેણે પેટ ભરીને નારીની નિંદા કરી છે – નીતિમંતોએ એમના ઉપરથી અધ્યારી નારીની નિંદા કરી હોય એમ માનવું જોઈએ

બીજી રીતે જોઈએ તો ગુણ તથા દોષ તો સ્ત્રી તેમજ પુરુષ બન્નેમાં છે

કવિઓએ નારીના સૌંદર્યને કલ્પના વડે ખૂબ વર્ણન કર્યું છે – ધર્મગુરુ તથા નીતિમંતોએ ગુણની અપેક્ષાએ પેટ ભરીને નિન્દા કરી છે

દાર્શનિક વિદ્વાનોએ પ્રથમ તો વર્ણન કર્યું જ નથી. જો કર્યું છે તો તટસ્થ ભાવે કર્યું છે

## નિંદાના રૂપ

સ્ત્રી જીવનની નિંદા કરતાં કહ્યું છે કે: "સ્ત્રીમાં માયા છે, છળ કપટ છે, કૃતઘ્નતા છે. વિશ્વાસઘાત છે" આ વાતો પર સખત વિરોધ થવો જરૂરી છે. સ્ત્રીને કદી સ્વતંત્રતા ન આપો! બાળ અવસ્થામાં તે પિતાને આધિન છે – યૌવનમાં તે પતિની આશ્રિત છે – વૃદ્ધ સ્થિતિમાં તે પુત્રને આશરે છે – તેથી તેને સ્વતંત્રતા દેવામાં જ પાપ છે. – વળી તેને તાડન્ તર્જન તથા અવલેહણા ખૂબ કરવામાં આવતી હતી.

એક ઠેકાણે કહ્યું છે કે નદીની રેતીને, સાગરની ઊંડાઈને તથા હિમાલયની વિશાળતાને બુદ્ધિમાન લોકો સમજી શકે છે પણ સ્ત્રીના મનની વાતને નથી સમજી શકતા... એમ પણ કોઈએ કહ્યું છે કે સ્ત્રીના ચરિત્રને ભગવાન પણ નથી જાણી શકતા.

સ્ત્રીમાં ક્ષણમાં સંગત થઈ જાય છે. ક્ષણમાં વિરક્ત થઈ જાય છે. એની ચંચળતા તથા વિલાસિતાનું પણ વર્ણન કરવામાં આવ્યું છે.

કોઈ ઠેકાણે તો સ્ત્રીને રાક્ષસણી, પિશાચીની અને કાળી નાગણથી પણ ભયંકર ચીતરવામાં આવી છે. – તેમાં પણ મોટા દોષ સ્ત્રીની વાસના માયા તથા ચપળતા ગણવામાં આવ્યા છે.

ભોજન વિષે પણ કહેવાયું છે કે તે ઘણું ખાય છે, ખૂબ ઊંઘે છે, તથા બહુ બોલે છે.

## પ્રશંસા રૂપ

સ્ત્રી જીવનનો ઉપર કહ્યો તેથી વિરોધી પક્ષ પણ છે જે પ્રશંસા રૂપે કહે છે જે ઘરમાં સ્ત્રી પૂજાય છે, ત્યાં દેવતા વાસ કરે છે; છોરું કછોરું થાય છે પણ માતા કદી કુમાતા નથી બનતી. આ ધરતી પર બધાથી વિશેષ પૂજ્ય જનની છે. તેનાથી મોટો કોઈ દેવ નથી. માતાના ઉપકારનો બદલો ક્યારેય વાળી શકાતો નથી. તિર્થંકર તથા ચક્રવર્તિને જન્મ દેનાર માતા પણ સ્ત્રી જ છે.

દેવતાઓ તેમ જ ઈન્દ્ર પણ તિર્થંકરના જન્મ ઉત્સવ વખતે તેમની માતાને નમસ્કાર કરે છે ચક્રવર્તિના ચૌદ રત્નોમા પણ સ્ત્રી એક રત્ન છે – અધ્યાત્મ વિકાનનું સૌથી ઊંચુ પદ તિર્થંકરનુ, તે પણ સ્ત્રી મેળવી શકે છે

ત્યાગ, તપ, સેવા તથા સાધનામા તે કઈ કોઈથી ઊતરતી નથી જૈન સસ્કૃતિ મુજબ તેનો મોક્ષ મેળવવાનો પણ અધિકાર છે ભલે દિગબર નામનો સપ્રદાય એનો સ્વીકાર નથી કરતો પણ બીજા બધા સપ્રદાય એક મતે માને છે

કાલી, મહાકાલી અને કૃષ્ણાએ જે તપ કર્યા છે તે ખરેખર પુરુષથી ઓછા નહીં પણ આશ્ચર્યજનક છે

સેવાના ક્ષેત્રે તો સ્ત્રીનું સ્થાન ઊંચુ જ છે જૈન આગમોમા રાજેમતીએ રથનેમીની કામવાસના પર અકુશ કર્યો હતો એ વાત પ્રસિદ્ધ છે

ધર્મ, કર્મ, પરિવાર, સમાજ, રાષ્ટ્ર તથા વિશ્વભરમા, બધે સ્થાને તેનો પૂરો પ્રભાવ છે જ

## નારીના જુદા જુદા સ્થાનો

સ્ત્રી જીવનના અનેક અંગ છે, જનની, ભગિની, પુત્રી, પુત્રવધુ ગૃહપત્ની, ભિક્ષુણી, વિધવા, ગણિકા તથા વેશ્યા અધ્યાત્મ દૃષ્ટિએ ભિક્ષુણીનું સ્થાન બધાથી ઊંચું છે સમાજ તથા પરિવારની દૃષ્ટિએ જનની, ભગિની તથા પુત્રી તરફ ખૂબ પ્રેમ તથા આદરભાવથી જોવાય છે

ગણિકા તથા વેશ્યાઓ પ્રત્યે પહેલા પણ અવહેલનાની દૃષ્ટિથી જોવાતું, આજે પણ એવી જ ભાવના છે

જૈનપરપરાના જ્યોતિધર આચાર્ય સ્થૂલભદ્રે પટણાની પ્રસિદ્ધ વેશ્યા કોશાનો ઉદ્ધાર કર્યો હતો

બૌદ્ધ પરપરામાં ભિક્ષુ આનદે પ્રજ્ઞા વેશ્યાનો ઉદ્ધાર કર્યો હતો

નારીનું એક રૂપ દાસી હતું મહાવીરે દાસી ચન્દનાનો ઉદ્ધાર તથા કલ્યાણ કર્યું હતું, પ્રાચીન યુગમા ગુલામોની પ્રથા ખૂબ ચાલુ હતી.

## નારી જાતિની દેન

સમાજ તથા રાષ્ટ્રના વિકાસમાં સ્ત્રીની હજારો દેન છે. — સમાજ રૂપે રથના સ્ત્રી અને પુરુષ એ બે ચક્ર છે

યાનના સમ્ન્વય પ્રમાણે બન્નેનું દાયિત્વ સમાન છે. બર્બર યુગનો પુરુષ જ્યારે શિકાર કરવા જંગલમાં જતો ત્યારે તેની સ્ત્રી પણ જંગલમાં સાથે જતી — ખેતરમાં ખેડ કરતાં તથા એવા કષ્ટમય કાર્યોમાં, સ્ત્રીઓ પુરુ-પોની સાથોસાથ શ્રમ કર્યો છે.

રજપૂત સ્ત્રીઓ, રાષ્ટ્રની રક્ષા માટેના યુદ્ધમાં પોતાના પતિ, પુત્ર તથા ભાઈઓને પવિત્ર તિલક કરીને મોકલતી પોતાના શિયળની રક્ષા માટે અગ્નિ કુંડમાં પડી ભસ્મ થઈ જતી. જરૂર વખતે લડાઈમાં તલવાર પણ ઉપાડતી.

એવી સ્ત્રીઓની બહાદુરીની કથાઓમાં ઝાંસીની રાણીની વાત ઈતિ-હાસના પાના પર આજે પણ ચમકે છે.

રજીઆ બેગમે દિલ્હીના શાસનની લગામ પોતાના હાથમાં લીધી હતી. જીનત મહલે રણભૂમિ પર સૈનિકોની સરદારી લીધી હતી.

કલમના ચમત્કારમાં પણ સ્ત્રી પછાત નથી. લીલાવતીએ ગણિતમાં, લાલા કવયિત્રીએ યોગ પર ગ્રંથો લખ્યા છે.. મીરાં એ ભકિતના ગીતો ગાઈને તથા ઝાંઝરના ઝમકારથી લોકોને ભકિતથી તરબોળ કર્યા હતા.

આજે પણ મહાદેવી વર્મા જેવી કવયિત્રી તથા લેખિકાએ એ સાહિત્ય ક્ષેત્રે લોકોના ચમત્કાર કર્યો છે.

★ ★



જગતભરના વિચારકો "યૌવન" આ વિષય પર વિચાર કરતા જ રહે છે – કોઈ વખતે યૌવન ટીકાપાત્ર થાય છે તો કોઈ વખતે ભારોભાર પ્રશંસા થાય છે

કોઈએ બધા દુર્ગુણો તેના પર આરોપીને જીવન બરબાદ કરનારુ કહ્યું તો કોઈએ તેને જીવનનું નવનિર્માણ કરનારુ તથા વિકાસ કરનારુ ગણ્યું છે પણ બધાનો એક અભિપ્રાય આજે સુધી થયો નથી તથા થવો સંભવિત પણ નથી

કારણ કે તેમા જુદા જુદા વિચારપ્રવાહ તથા કાર્યશૈલી ભાતભાતની હોય છે

### યૌવન શુ છે?

વસ્તુસ્થિતિએ જુવાની એ બાળ તથા વૃદ્ધ અવસ્થાની વચ્ચેનો સમય છે તેમા નિર્દોષ આનંદમા માલવાનુ કે વૃદ્ધાની જેમ નિરાશાભર્યું જીવવાનુ જ નથી

યુવક એ છે કે જે ઉપર નજર નથી કરતો, પણ નીચે નજર કરતો હોય છે કેવળ કલ્પનાના ઘોડા તે નથી ઘડતો, તેમ સ્વપ્નાની દુનિયામા જીવવા નથી મથતો પણ પ્રત્યક્ષ કાર્યક્રમ જોઈને કંઈક કરી છૂટવાની ભાવનામાં જ વિચરતો હોય છે

જુવાની માત્ર જીવનનો ઉન્માદ નથી, જીવનનો નવો વળાંક છે, જીવનની આશા, સાહસ અને શકિતનો ઝરો છે. તથા હિમ્મત, ઉત્સાહ અને સાહસનો ભંડાર છે.

યૌવન જીવનનું જોશ, બળ, આત્મવિશ્વાસ તેમ જ ગૌરવ છે, ટુંકામાં બધું છે. જે જીવનને પ્રગતિશીલ પવિત્ર, ઉજ્વળ અને પૂરી રીતે ઘડી શકે તેને જ જીવનની સફળતાની ચાવી કહી શકાય. જે પુરુષાર્થ કરવામાં માનતા હોય છે તેમને માટે શબ્દકોશમાં નિષ્ફળતા જેવો શબ્દ હોતો જ નથી.

## ઐકય બળ

યુવક વર્ગ, સમાજ, રાષ્ટ્ર તથા વિશ્વની આશાનું કેન્દ્ર છે. પ્રકાશિત નક્ષત્ર છે. જ્યોતિર્મય દિવ્ય સ્તંભ રૂપ છે. તેમનું જીવન પોતા માટે જ નહીં પણ સમાજ માટે પણ હોય છે તેથી તેમણે પોતા પૂરતું જ નહીં પણ પોતાના વર્તુળથી બહાર આવી સમાજ માટે કંઈક કરવું જોઈએ. આ કાર્ય ઐકય બળથી ઘણું સરસ થાય તેમ જ નભે. બે કાંઠામાં દોડતો નદીનો પ્રવાહ ઘણાએ પ્રદેશ લીલાછમ અને ફળદ્રુપ બનાવી શકે છે તથા હજારો પ્રાણીને પાણીથી તૃપ્ત કરી શકે છે. તે જ પાણી જો ભિન્ન ભિન્ન નાળા તથા ખાબોચિયામાં ભરાઈને પડયું રહે તો ગંદવાડ વધારીને ધીરે ધીરે સૂકાઈને નહીંવત્ બની જાય છે, ઐકય વગર યુવક શકિતની પણ આ જ હાલત સમજવી જોઈએ.

ઐકય કરીને સંગઠિત રીતે કામ કરે તો આખા સમાજની શીકલ બદલાવી શકે. જેથી નવજીવન પ્રગટ થઈ શકે.

આજે જૈન સમાજ ઉદયાચળને બદલે અસ્તાચળ તરફ ઢળી રહ્યો છે. ઐકય નથી. દ્વેષભાવ વધ્યો છે. સાંપ્રદાયિક વૈમનસ્ય પ્રસરી રહ્યું છે. તેમાં પણ સ્થાનકવાસી સમાજની સ્થિતિ વધુ વિચારણીય છે. કારણ કે આ સમાજ અનેક સંપ્રદાય અને ઉપસંપ્રદાયમાં વિભકત થયેલો છે એટલું જ

ઘણાં ભાષણો કરીને તેનો વિરોધ કરે છે પણ, જ્યારે પોના પર એવો પ્રસંગ બનવાનો હોય છે ત્યારે ધનના લોભ કે માતાપિતાના ડરમાં લપટાઈ જાય છે. અને પોતે જાહેર કરેલાં નિયમો તથા સુધારાઓથી ચલીત થઈને જુદું જ આચરણ કરે છે – તેથી બીજાઓની આંખે આવે છે. લોકોનો વિશ્વાસ ગુમાવે છે તથા ખોટા દાખલા બેસાડે છે.

એટલે યુવક વર્ગે પહેલાં, બધા વિચારોમાં મક્કમ બનીને પોતાના જીવનને આદર્શ બનાવવું જોઈએ. જેથી સુધારો કરવામાં કેટલી તકલીફો પડે છે, તેની તેને સમજણ પડે. અને બીજાઓને યોગ્ય દોરવણી આપીને ખરે માર્ગે લઈ જઈ શકે.

ધર્મ તથા સમાજની શકિતને સંગઠિત કરવાનો એ જ સરળ માર્ગ છે, કે યુવકોએ પોતે ખૂબ તૈયારી કરીને જ પછી તેનો પ્રચાર કરવા બહાર પડવું જોઈએ, જેથી સામ્પ્રદાયિક વૈમનસ્યને મટાડી શકાશે, તથા કુરૂઢીઓ રૂપી દુષિત વાતાવરણને બદલીને સમાજને ઉન્નત્તિ ને માર્ગે દોરવણી આપી શકાશે.

★ ★

દિક્ષા લેવાની યોગ્યતા ક્યારે મળે છે. એના વિષે દશ વૈકાલિક સૂત્રના ચોથા અધ્યયનમાં વિસ્તારથી વર્ણન છે. તેમાં વર્ણવે છે કે જેને જડતથા ચેતન અનુભવાત્મક જ્ઞાન થાય તે જ દિક્ષાના સ્વરૂપને સમ્યક્ રીતે સમજી શકે છે.

રાગ તથા દ્વેષથી ચાર ગતિમાં પરિભ્રમણ કરવું પડે છે–તથા જીવ આદિ નવ તત્વને તે જાણી લે છે. પૂણ્ય અને પાપ તથા બંધ અને મોક્ષને તે બરાબર જાણીને, દેવતાઓના ભોગવિલાસ પણ એક પ્રકારનું કેદખાનું છે, એવી નિઃસાર-તાનું જ્ઞાન થતાં તેનામાં સારો વિરક્ત ભાવ પેદા થાય છે, અને વિષય કષાયોને છાંડવાનો નિર્ણય કરે છે, તે જ દિક્ષા લે છે. પછીથી તે ઉત્કૃષ્ઠ સાધક બનીને સંવર રૂપ શ્રેષ્ઠ ધર્મ સ્વીકારે છે. તથા નિર્મળ આરાધના વડે મોહ કર્મ ખપાવીને કેવળજ્ઞાન તથા કેવળદર્શન પ્રાપ્ત કરે છે. આયુષ્ય સમાપ્ત થતાં પહેલાં બધા કર્મને ખપાવીને પોતાના સ્વરૂપમાં લીન થાય છે તે સિદ્ધ કહેવાયછે.

## વૈરાગ્ય અને દિક્ષા

જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા તથા મોક્ષ આ નવ તત્ત્વો વિષેનું જ્ઞાન થાય છે, ત્યારે જ સાચો વૈરાગ્ય પ્રગટે છે. વૈરાગ્ય જેને પ્રગટે છે તેને અનુકૂળ સંયોગોમાં રાગ તથા પ્રતિકૂળ સંયોગોમાં દ્વેષ થાય, તો તે ખરો વૈરાગ્ય ન ગણાય પણ સ્મશાન વૈરાગ્ય જાણવો.

ભૌતિક સુખ સાધનોથી ન લોભાતાં તેને પીઠ દે છે, તેને જ વૈરાગ્ય ગણાય. અનુભવસિદ્ધ વિચારો વડે વૈરાગ્ય ઊપજે તે જ ખરો વૈરાગ્ય માનવો. બીજો ક્ષણિક વૈરાગ્ય છે. આંતરિક પ્રેરણા થઈ હોય તેમાંથી આચરણ થાય તે જ દિક્ષા ગણાય વૈરાગ્ય એ દિક્ષાનો આત્મિક દષ્ટિકોણ છે. તેથી બાહેર અને આંતર ત્યાગ થતાં દિક્ષાની યોગ્યતા ગણાય છે.

જે સાધકને પ્રિય અને સુંદર વસ્તુઓ ભોગવવા માટે મળે છતાં તેનો ત્યાગ કરે તે સાચો ત્યાગી કે દિક્ષિત છે.

ત્યાગના બે પ્રકાર કહ્યા છે

૧ સ્વભાવથી રમણીય તથા પોતાને પ્રિય એવા ભોગનો ત્યાગ

૨ પોતાના કબજાની વસ્તુ પણ વર્તમાનમાં મળતી ન હોય પરન્તુ ભવિષ્યમાં મળવા સંભવ હોય તેનો ત્યાગ આ બન્ને પ્રકારના ભોગથી જે વિમુખ રહે તે ખરો ત્યાગી

### ત્યાગી તથા ઢોંગી

જે સદા વિષયોનું ચિંતન કરતો હોય તે, અને બહારના વિષયોના ત્યાગનો દેખાવ કરતો હોય તે ખરો ત્યાગી નથી, ઢોંગી છે તેવા ઢોંગીનું મન ચિંતાગ્રસ્ત રહે છે, કારણ કે સંકલ્પોની ગુલામીમાં તે સદા આર્તધ્યાની બની રહે છે જ્ઞાનપૂર્વક મર્યાદ નિમિત્તને આવા પ્રકારનું આર્તધ્યાન થતું નથી

વૈરાગી સાધુ ઉત્કૃષ્ટ સંવર આદરે છે દયા, સત્ય, અસ્તેય બ્રહ્મચર્ય, અપરિગ્રહ તથા રાત્રી ભોજન। આવા નિયમો ત્રણકરણ તથા ત્રણ યોગથી પાલન કરીને સાચા ધર્મનું આરાધન કરે છે

### મન પર વિજય મેળવો

ઇન્દ્રિયજીત બનવું, મનને જીતવું તથા આત્મસ્વરૂપમાં રહેવું એ સંવર છે સંવર ધર્મનું આરાધન કરનાર બીજા દુઃખો ટાળી શકે છે સાધુ વેષ લેવા છતાં સંવરનું આરાધના નહીં કરનાર મુક્તિ નહીં મેળવી શકે વેષ સાથે જ્ઞાન ઉચિત વૈરાગ્ય તથા અહિંસા, સત્ય આદિવ્રત રૂપ સંવરની આરાધના કરવી જોઈએ

### અધ્યાત્મ પ્રયોગશાળા

દીક્ષા એ ખરી રીતે અધ્યાત્મ પ્રયોગશાળા છે, જે પ્રયોગ શાળામાં સાધક બનાર મહાનુભાવ ધર્મધ્યાન દ્વારા આત્મિક વસ્તુઓનું નિરીક્ષણ તથા પરિક્ષણ કરે છે

જેમ વૈજ્ઞાનિક પોતાની પ્રયોગ શાળામાં પરમાણુનું સંશોધન કરી તેના ગુણોનું આવિષ્કૃત તથા પરિષ્કૃત કરે છે તેમ દીક્ષિત વ્યક્તિ સ્વાધ્યાય

તથા ધ્યાન દ્વારા પોતાની આત્મશક્તિઓને ખીલવીને પોતાનું શ્રેય સાધે છે. એ જ રીતે કુશળ સાધુ સાધ્વિ સ્વ પરનું કલ્યાણ કરી પોતાના સંયમને સફળ કરે છે.

## દીક્ષાનું લક્ષ્ય

કેટલાકો ક્ષણિક વૈરાગ્ય આવતાં દીક્ષા લે છે, તો કેટલાક સંસાર વ્યવહારની જવાબદારી ન ઉપાડી શકવાને લીધે દીક્ષા લે છે કેટલાકો સાધુ વેષના માન પ્રતિષ્ઠાથી લોભાઈને પણ દીક્ષા લે છે. પણ આ બધા દીક્ષાના વિકૃત રૂપ છે. તેમાં સુધારાનો અવકાશ છે.

આ રીતે જુદા જુદા કારણોસર સન્યાસ લઈને પણ સાધનાના માર્ગમાં દાખલ થાય છે, જેથી ઘણા ઝગડાઓ, વિવાદો થાય છે.

વૈરાગ્યહીણા સાધકોમાં નિષ્કામ સંયમ હોતો નથી. દીક્ષા પછી તેમને આધ્યાત્મિક અનુભવને અભાવે સંયમ પાળવો કઠણ થઈ પડે છે, દાખલા તરીકે 'કાદવથી સપડાયેલો હાથી" પ્રાયે તેમની દશા ધોબીના કુતરાની જેમ "નહી ઘરનો નહી ઘાટનો" થાય છે. તેઓ સંસાર વ્યવહારથી તો વીખૂટા પડયા જ હોય છે. પણ સંયમ સાધનાને કાબેલ પણ બની શકતા નથી. કારણ કે, અધ્યયનને અભાવે તેમનું મન ચંચળ રહે છે. અને બીજાઓને તેઓ ડખલ રૂપ થઈ પડે છે, બલકે પોતે વિકૃત હોવાને કારણે બીજાને પણ બગાડે છે.

## આચાર્યની જવાબદારી

દીક્ષારૂપી સરોવરના સંયમ રૂપી જલના વિકૃત થઈ જવાને કારણે વિકારરૂપી રોગ ફેલાય છે એવે વખતે મ્યુનિસિપાલિટિના આરોગ્ય ખાતાના ઓફિસરની જેમ આચાર્ય તેને સુધારીને તેનું જીવન શુદ્ધ બનાવે છે. ત્યારે જ માનવ સમાજની રક્ષા થાય છે. ચતુર્વિધ સંઘના સમ્યક્ સંચાલનની જવાબ-દારી આચાર્ય ઉપર હોય છે. તેમણે વિકૃતિના કારણો શોધીને નિરીક્ષણ કરીને તેનું શુદ્ધિકરણ કરીને સંચાલન કરવાનું હોય છે. એ જ આચાર્યની જવાબદારી છે.

તેમજ સાધુ સાધ્વીઓની ફરજ છે કે પોતાના સંયમને સાચવીને પોતાની આસપાસ એવી વિકૃતિ ફેલાવા ન પામે તેની સાવચેતી રાખે

### દીક્ષાનો આદર્શ

છદમસ્થ હોવાને કારણે પ્રમાદવશ કંઈ ભૂલ થઈ પણ જાય તો તરત જ આચાર્ય સમક્ષ તેની કબૂલાત કરી લે ભૂલ એ રોગ છે રોગના નિવારણ માટે રોગીએ વૈદ્ય પાસે પેટ ખોલીને ખુલ્લાસાવાર વાત કરવી જ જોઈએ વૈદ્ય તેનું સમ્યક્ નિદાન કરીને ઔષધિ આપે છે આચાર્ય અથવા ઉપાધ્યાય એ જ રીતે ભૂલેલા સાધકને રોગ મૂકત કરે છે—તેમ થતા સાધક ફરી પોતાની સાધનામાં સ્થિર થાય છે સંયમની સમગ્રતાથી જ આત્મા પરમાત્મા થવાનો પ્રયત્ન કરે છે એ એક, દીક્ષાનો આદર્શ છે

★ ★

# જીવનનું ધ્યેય



જીવનનું ધ્યેય શું હોય? મનુષ્ય માત્ર નો એ મોટો પ્રશ્ન છે. દેશ, કાળ અને પરિસ્થિતિનો વિચાર કરીને એનો નિર્ણય લેવો જોઈએ. પોતાની ભાવના, આવશ્યકતા, શકિત એ બધાનો વ્યાપક તથા સૂક્ષ્મ રીતે વિચાર કરીને પોતાનું ધ્યેય દરેકે ચોકકસ-સ્થિર કરવું જોઈએ. ધ્યેય વગરના જીવનની કશી કીંમત નથી. પોતે શું થવા માગે છે? તે માટે શું કરવા માગે છે? અને તેને માટે શું જોઈએ છે? તેનું સ્પષ્ટ ચિત્ર, તમારી સામે આવી જવું જોઈએ. એ નિર્ણય કરીને જ પછી પ્રસ્થાન કરાશે તો, ધારેલે સ્થળે શીઘ્ર પહોંચી શકાશે.

### વિવેક તથા વિચાર

વિવેક, વિચાર, વિનય, સંયમ એ બધા મુખ્ય સાધનો છે. એને સાથે રાખીને પોતાનું તથા સમાજનું કલ્યાણ કરવાનું ધારીને આગળ ચાલશો. તો તેમાંથી માનવતા પ્રાપ્ત થશે. વાસ્તવમાં માનવ જીવનનું ધ્યેય પણ એ જ છે. સંસારમાં એનાથી મોટી બીજી સિદ્ધિ કોઈ નથી શરીર, મન, બુદ્ધિ અને આત્મા, એનો વિકાસ એ જ માનવતા. સામાન્ય રીતે આપણે બૌદ્ધિક વિકાસ અને માનસિક વિશુદ્ધિમાં જ માનવજીવનનો વિકાસ માનીએ છીએ–કારણ કે, ત્યારે જ મનુષ્ય, દાનવ મટીને માનવ બને છે. માટે એને જ મનુષ્યનું લક્ષ્ય અને ધર્મ કહેવામાં આવેલ છે.

## ધન નશ્વર છે

મહાકવિ રવીન્દ્રનાથે કહ્યુ છે કે માનવ માટે માનવ જ સાધ્ય છે ધન, માનવી જીવનનુ સાધ્ય નથી ધન અને ધરતી આજ સુધી કોઈના થયા નથી, થશે નહીં તેમ કોઈની સાથે ગયા નથી માત્ર ધર્મ જ સાચો મિત્ર છે

સનાતમા યુદ્ધો ત્રણ કારણે થયા છે અને થાય છે (૧) વાસના, (૨) ધન, અને (૩) ધરતી મઝારી વ્યક્તિ ધન સાથે પ્રેમ કરે છે તેટલો ધર્મ સાથે નથી કરતો પણ સમજવુ જોઈએ કે ધન નાશવાત છે આજ હોય ને કાલે ન હોય પરન્તુ ધર્મ તો શાશ્વત છે આજે છે અને કાલે પણ હશે માટે માનવ જીવનનુ સાધ્ય ધર્મ જ હોઈ શકે તેના ચાર આધાર છે (૧) શ્રદ્ધા, (૨) સત્ય, (૩) પ્રેમ અને (૪) ત્યાગ ધર્મ પર શ્રદ્ધા કરો, ધર્મને સત્ય સમજો, ધર્મથી પ્રેમ કરો અને ભોગનો ત્યાગ કરો

## પક્ષી તથા આકાશ

ચીનના મહાન્ દાર્શનિક કૉન્ફ્યુશીયસનું કથન છે કે, જેના જીવનમા ધર્મ ઊતર્યો છે તેનું જીવન પવિત્ર બની ગયુ છે ઈસુ ક્રાઈસ્ટે કહ્યું છે કે, જેનુ હૃદય પવિત્ર છે તે ભાગ્યશાળી છે તેને જ પરમાત્માના દર્શન થશે રામકૃષ્ણ પરમહંસે કહ્યુ હતું કે, "ધર્મશીલ તથા નમ્ર બનો" એ ઉન્નતિનો પંથ છે પક્ષી ઊડે છે આકાશમાં પણ તે | ધ્યેય જમીન છે

ધન, શક્તિ અને ખ્યાતિ આ ત્રણે વસ્તુ માણસને ખોટે માર્ગે લઈ જાય છે એમા ખેચાઈ જતા માણસ પોતાનુ ધ્યેય ભૂલે છે પોતાની પ્રશંસા અને બીજાની નિંદા એ બેઉ બૂરી ચીજ છે પણ આશ્ચર્યની વાત છે કે, દુનિયા-દારી મનુષ્યોને એ જ બહુ પસંદ છે પોતાના ગમે તેટલા દોષો તે દેખી શકતો નથી તેવી જ રીતે સામી વ્યક્તિના કેટલા બધા ગુણ હોય, તે તેને દેખાતા નથી એનો આદર તેનાથી થતો નથી આવી કમજોરી ને કારણે મનુષ્ય જીવનનો વિકાસ થતો નથી

જૈન સંસ્કૃતિ મનુષ્યને પહેલા સાચો માનવ બનવાની સલાહ આપે છે. ભારતની સંસ્કૃતિના મૂળભૂત તત્વો છે; અહિંસા, સંયમ તથા તપ.

ભગવાન મહાવીરે એને જ ધર્મની સંજ્ઞા કહી છે. જેના જીવનમાં આ ત્રણ તત્વો ઊતરી જાય છે તેને સ્વર્ગના દેવતાઓ પણ નમસ્કાર કરે છે. જે માણસ મજબૂત મન બનાવીને, પોતાના ધ્યેય મુજબ કદમ ઉપાડે છે. તેને જીવનમાં અસાધ્ય જેવું કશું નથી. એને સંકટ પણ ગુલાબમાં રહેલા કાંટા જેવાં લાગે છે. તેથી તે પોતાના હાસ્યમાં બીજાને ભાગીદાર બનાવે છે. કવિ રવીન્દ્રનાથે પોતાની કવિતામાં ગાયું છે:

પ્રભો !
જીવન કી હરીયાળી સુક જાયે,
પક્ષિયોં કા કલરવ બન્ધ હો જાયે,
સૂર્ય મંડલ પર
ગ્રહણ કી કાલી છાયા ધનીભૂત હો જાયેં,
પરખે હુવે મિત્ર, તથા આત્મિય મુઝે,
કંટકકા કીર્ણ માર્ગ પર,
અકેલા છોડ કર ચલે જાયેં,
બ્રહ્માંડ કી સારી વિપતિયાં, બરસને વાલી હો,
ઉસ સમય,
હે, મેરે પ્રભો !
ઈતની કૃપા કરના,
કી
મેરે અધરો પર
મુસ્કાન કી
ક્ષીણરેખા દીખને લગેં !

માનવી જીવનનો સાર તો, આંસુ અને હાસ્યની વચ્ચે સમાન જીવન જીવવાનું શીખી લે, એ જ છે પછી તો એ દેવોનો પણ દેવ છે તેમા શંકા નથી

ગમે તેવો ક્રૂર મનુષ્ય હોય, તેનો મૂળ સ્વભાવ તો દયાળુ છે આપણા ભૂતપૂર્વ રાષ્ટ્રપતિ રાધાકૃષ્ણનને કહ્યુ છે કે "માનવમાથી દાનવ બનવુ એ હારવા બરોબર છે માનવમાથી મહામાનવ બનવુ એ તેનો ચમત્કાર છે અને માનવફક્ત માનવ જ બની રહે એ તેની જીત છે"

રવિન્દ્રનાથ તેની ગીતાંજલિમા કહે છે કે –

"સંઘર્ષ કરો
સંઘર્ષ હી જીવન હૈ
વહ જીતના કઠોર હોગા
જીવનમે
ઉતના હી રસ ભીરેગા
ઈસકા અર્થ હોગા, તુમ જીએ હો,
ઈસ પ્રકાર કે જીવનકી
કુછ ઘડીયાં
લમ્બે લમ્બે નીરસ્યે વર્ષો સે
કહીં શ્રેષ્ઠ હૈં"

## વિજ્ઞાનનો લાભ

આજ સુધી માનવે જે લાભ ઉઠાવ્યો છે એ બધા તેના સંઘર્ષના ફળ રૂપ જ છે આજે મનુષ્યે વિજ્ઞાનના બળે અસંખ્ય માઈલો સુધી ગગનમા અધિકાર પ્રાપ્ત કર્યો છે સાગરની અગાધ ઊંડાઈને શોધી કાઢી છે આ ધરતીના કણકણને સ્પર્શી લીધા છે સંઘર્ષ જેટલો તીવ્ર અને

કઠોર હોય છે તેટલો જ તેમાં અધિક આનંદનો લાભ મળે છે. આ ધરતીનો માણસ દેવ નથી બનવા માગતો. તે માણસ જ રહેવા માગે છે.

મહાકવિ દીનકરની એક કવિતા વાંચવા જેવી છેઃ—

હૈ ધર્મ, પહુચના નહીં,
ધર્મ તો, જીવનભર ચલને મેં હૈ.
ફૈલા કર પથ પર સ્નિગ્ધ જ્યોતિ,
દીપક સમાન જલ મેં હૈ.
જહાં ભુજા કા એક પંથ હો,
અન્ય પંથ ચિંતન કા,
સમ્યક્ રૂપ નહીં ખુલતા
ઉસ દ્વિધા ગ્રસ્ત જીવન કા.

★ ★



જીવન એક કલા છે જીવનને સુંદર અને મધુર બનાવવાનો પ્રયોગ કરવામાં આવે તે કલા ગણવી લોકવ્યવહારમા સામાન્ય રીતે કલા શબ્દનો ઉપયોગ ચિત્રકલા, મૂર્તિકલા અને સંગીતકલા એવા રૂપમા વાપરવામા આવે છે પણ કુદરતને બદલે માનવબુદ્ધિથી સર્જન કરવામા આવે તેને પણ કલા કહેવામા આવે છે પ્રકૃતિ-કુદરતે ફૂલો બનાવ્યા છે પણ માનવી જ્યારે અવ્યવસ્થામાથી વ્યવસ્થાને જન્મ આપે છે ફૂલોને ગુચ્છા, હાર અને ગજરા બનાવીને સુશોભિત કરે છે ત્યારે તેનું નામ કલા કહેવામા આવે છે

કારણ વિખરેલી વસ્તુનું સંકલન થાય છે માળી પોતાના બાગના ક્યારાઓના વિવિધ ફૂલોને ચૂંટીને એક ટોપલામા ભેગાં લે છે ત્યાં સુધી તે બધા છૂટાછૂટા મુક્તગણ છે પણ એક ઠેકાણે બેસીને જ્યારે તેને કલાપૂર્ણ રીતે પરોવીને ગૂંથીને હાર બનાવે છે તથા ગુચ્છાઓ ગૂંથે છે ત્યારે લોકો તેને પ્રેમથી લે છે અને પ્રભુની મૂર્તિને ચઢાવે છે આ કલાનું પ્રમાણ છે

### કલાનું ઉપકરણ

આ વિષે એક બીજું રૂપક યાદ આવે છે કુદરતે આ ધરતી પર હજારો લાખો પ્રકારના વૃક્ષો સર્જ્યાં છે પણ માળી જ્યારે એક જગ્યાએ અમુક રોપાઓ તથા વૃક્ષોને રોપીને સુશોભિત કરે છે ત્યારે આપણે તેને

બાગ કહીએ છીએ. જંગલમાં પાનું ઝાડો છે અને બાગમાં પાનું ઝાડો છે પણ કેટલો ફેર છે. વ્યવસ્થાપૂર્ણ-કલાપૂર્ણ ગોઠવાયેલાં ઝાડોને બાગ કહીએ છીએ.

એક સુતાર લાકડું કાપીને તેમાંથી સુંદર ટેબલ, પલંગ કે ખુરશી બનાવે છે ત્યારે આખુંઘડ લાકડું હતું તેમાં બુદ્ધિનો ઉપયોગ થયો, ત્યારે તેને આપણે કલા કહીએ છીએ.

એક મૂર્તિકાર પત્થરની શીલા કે લાદીમાંથી મૂર્તિ બનાવે છે. ત્યારે પછી લોકો તેને પત્થરો નહીં કહે પણ કલામય મૂર્તિ કહેશે. એક ચિત્રકારની સામે કોરા કાગળો, શાહીનો ખડીઓ તથા પીંછીઓ પડી હોય ત્યાં સુધી તેને કલા નહીં કહીએ પણ એનો જ્યારે બુદ્ધિપૂર્વક સુમેળ થાય અને તેની કલ્પનાશકિતમાંથી એકાદું ચિત્ર બની જાય છે, ત્યારે આપણને કલાના પ્રભાવનું દર્શન થાય છે.

## કલા તથા જીવન

કલા વિષે મેં કેટલાક રૂપક તમોને આપ્યાં છે. હવે જીવનની કલા વિષે કંઈક કહું છું. જીવનનો જ્યારે પ્રશ્ન ઊભો થાય છે, ત્યારે પશુ, પક્ષીમાં પણ જીવ છે અથવા જીવન છે, નાના મોટા જંતુઓમાં પણ જીવન છે. અને જૈન પરિભાષામાં કહીયે તો પાંચે સ્થાવર કાયમાં જીવન છે. પરન્તુ ત્યાં કલાનો અભાવ છે. પશુ તથા પક્ષીમાં યે જીવન હોવા છતાં તેમનામાં કલાનો અભાવ છે.

પશુ તથા મનુષ્યના જીવનને સરખાવો તો, આહાર, નિદ્રા, ભય અને કામ એટલા વાના તો બન્નેમાં સરખાં છે, શરીર તથા ઈન્દ્રિયો પણ પાંચ પાંચ છે. જો કંઈ અંતર ગણો તો વિચાર તથા વિવેકનો છે.

જીવનમાં વિચાર અને વિવેક હોવો એ જ વાસ્તવમાં જીવનની કલા છે. પશુ પાસે કેવળ જીવન છે. કલા નથી. પરન્તુ મનુષ્ય પાસે જીવન સાથે કલા છે

મનુષ્યે પોતાના જીવનને સુખી તથા સમૃદ્ધ બનાવવા માટે કુદરતે નહી આપેલ વસ્તુનો આવિષ્કાર કર્યો. મનુષ્ય ઘર વગરનો હતો તેણે ભવ્ય

ભવન બનાવ્યા, તે વસ્ત્ર વગર જન્મેલ તેણે રેશમી વસ્ત્રો બનાવ્યા, અને માણસને વૃક્ષોના ફળને આશ્રય જીવવાનું કહ્યું હતું પણ તેણે તો વિવિધ પ્રકારના ભોજન બનાવ્યા

આ બધું, તેની પોતાની બુદ્ધિ, કલ્પના તથા કલાનો ચમત્કાર છે એટલું જ નહીં પણ તેણે જંગલી યુગમાંથી વિજ્ઞાન યુગ સર્જ્યો અને આજે કેટલો આગળ વધ્યો તેણે પાષાણ યુગમાંથી શાસ્ત્રયુગ અને આજે રૉકેટ યુગ સર્જ્યો એથી એ આગળ વધીને પોતાની કલ્પનાને સાકાર કરવા માટે આજે ચંદ્રલોકમાં પહોંચ્યો હજી મંગળ ઉપર જવા માગે છે આ બધું તેની કલાત્મક બુદ્ધિનું પરિણામ છે

પશુ તરફ જોઈએ છીએ ત્યારે એમાંનું કશું યે નહીં મળે હજારો વર્ષ પહેલાં ઘર તથા દર વગરનો પશુ જંગલમાં રહેતો તે જ રીતે આજે પણ રહે છે આગાઉની જેમ જ વસ્ત્રવગર રહે છે ઘાસ-પત્તા પર નભે છે

પશુમા વિચાર શક્તિ નથી તેની સાથે જીવનની કલાનો યોગ પણ નથી તેથી પહેલા હતો તેવો ને તેવો જ આજે પણ છે કારણ કે તેને જીવન મળ્યું છે પણ જીવવાની કલા નથી મળી માણસે પોતાને મળેલી કલાને આધારે તો સાહિત્ય, સંગીત, ચિત્ર તથા મૂર્તિના આવિષ્કાર વડે આ ચેતન સૃષ્ટિમા પોતાની કીર્તિ તથા શ્રેષ્ઠતા વધારી મૂકી છે

## સૌન્દર્ય તથા માધુર્ય

જીવનની પ્રત્યેક વસ્તુમા માધુર્ય તથા સૌન્દર્ય એક બીજા સાથે જોડાઈને રહેલ છે એ બન્નેના સહયોગ વડે જીવન સુખી તથા સમૃદ્ધ બની રહે છે, પણ જો જીવન જ સ્થિર ન હોય અને બદલાતું રહેતું હોય તો પછી કલા ક્યાંથી સ્થિર રહી શકે? કલા જીવન સાથે તથા દેશ કલા સાથે બદલાતા રહે છે

આજથી એક હજાર વર્ષ પહેલા જીવનના ખાન, પાન, વેષભૂષા તથા રહન સહન હતાં તે આજે રહી ગયાં તે બધા બદલાતા જ રહે છે

સમાજ બદલ્યો, તો સમાજનું વિધાન પણ બદલ્યું. તેની નીતિ પણ બદલી. સાથે તેના આચારો પણ બદલ્યા. એ રીતે કલામાં પણ પરિવર્તન આવ્યું. – કલા પણ સરિતાના પ્રવાહની જેમ નિત્ય એક ગતિશીલ તત્ત્વ છે.

## શરીરની ઉપેક્ષા ન કરો

સંસારના બધા યુગ પુરુષોએ જીવનનો એક કલા તરીકે સ્વીકાર કર્યો છે. ભારતીય સંસ્કૃતિમાં જીવન વિષે બહુ કહેવાયું તથા લખાયું છે. જીવન કલામાં જે વ્યકિત જેટલી હોશિયાર હોય છે તેટલી જ તે સફળ મનાય છે.

જે મનુષ્ય પોતાના જીવન દરમ્યાન જેટલા પ્રમાણમાં શાન્ત, દાન્ત તથા ઉદાર બનીને રહે છે – તેટલું જ તે પોતાના જીવનને કલામય બનાવીને સુખી તથા સમૃદ્ધ કરે છે.

જે યુગપુરુષોએ માનવજીવનના કલ્યાણના તથા ઉદ્ધારના કામ કર્યાં છે, તેમનું જીવન પણ કલાત્મક, સંયત તથા વ્યવસ્થિત રહ્યું હશે.

પ્રાચીન સાહિત્યમાં કહ્યું છે કે માનસિક વિચારોની સાથોસાથ મનુષ્યના શરીરની સ્વસ્થતા તથા સુંદરતા પર પણ ધ્યાન દેવામાં આવતું હતું. કારણ કે અસ્વસ્થ, નિર્બળ તથા કમજોર મનુષ્યનું જીવન, જીવન ન કહી શકાય.

વ્યકિતગત જીવન, કુટુમ્બ ગત જીવન, સમાજગત જીવન કે રાષ્ટ્રગત જીવન, બધામાં સ્વસ્થ, નિરોગી શરીરની જરૂર પડે છે. નિરોગી શરીરમાં સ્વસ્થ બુદ્ધિનો નિવાસ છે.

જે વ્યકિત શરીરની ઉપેક્ષા કરીને, માત્ર પોતાના મનની સાધના તથા આત્માની આરાધનામાં સંલગ્ન થાય છે તે કદી પોતાના ધ્યેયને સિદ્ધ કરી શકતો નથી.

## અતિરેક એક ભૂલ છે

જીવનને અતિ ભોગ કે અતિ યોગમાં લઈ જવું એ, ભયંકર ભૂલ છે. જીવનને સમજણપૂર્વક જીવીને કલા પ્રાપ્ત કરવી જોઈએ.

જેમ મનને પવિત્ર રાખવુ હોય, આત્માને પાવન કરવો હોય તો શરીરને સ્વસ્થ રાખવાનો પ્રયત્ન પહેલા કરવો નિરોગી તથા મજબૂત શરીર વગર કર્મયોગી થવાતુ નથી તેમ ધર્મયોગી પણ થવાતુ નથી જગતમા ગમે તેણે સફળતા માટે શરીરને સ્વસ્થ તથા મજબૂત રાખવુ આવશ્ય- છે એટલું જ નહી પણ અનિવાર્ય છે

## સત્ય, શિવ, સુન્દરમ્

કહેવાય છે સત્ય, શિવ, સુન્દરમ

એક, વૈજ્ઞાનિક પ્રકૃતિ ।। સાધનોમા સત્યનું અનુસધાન કરે છે એક, દાર્શનિક જીવન તથા જગતમા વિખરાયેલા સત્યની વહેચણી કરવા માટે સાધના કરે છે એક, કવિ પ્રકૃતિના કણકણમા વ્યાપેલા સૌન્દર્યને પ્રાપ્ત કરીને, તેને કાવ્ય રૂપે ગૂથીને પ્રદાન કરે છે આમ વૈજ્ઞાનિક, દાર્શનિક તથા કવિ પોતાની રીતે જીવનની ઉપાસના કરતા હોય છે

વૈજ્ઞાનિક તથા દાર્શનિકનુ જીવન, શુષ્ક જીવન હોય છે, પણ કવિનું જીવન, સુન્દર, મધુર તથા સરસ હોય છે એનુ કારણ એ છે કે, કવિ ભાવિક હોય છે પરન્તુ, વૈજ્ઞાનિક કે દાર્શનિક કદી ભાવિક નથી બની શકતા ભારતીય સસ્કૃતિમા અતિ પ્રાચીન યુગથી માંડીને આજ સુધી બધાઓએ સત્ય, શીવ, તથા સુન્દરમ એ ત્રણેનો સમન્વય સાધવાનો પ્રયત્ન કરતાં રહ્યા છે

જીવનને સર્વાંગીણ સુન્દર બનાવવા માટે સત્યની પણ જરૂરત છે શિવની પણ જરૂર છે

જે જીવનમા, જ્ઞાન યોગ, કર્મ યોગ તથા ભક્તિ યોગ એ ત્રણેનો સુન્દર સમન્વય થયો હોય તેને ગીતામાં શ્રેષ્ઠ જીવન કહ્યુ છે બૌદ્ધ પરપરામા તેને જ પ્રજ્ઞાશીલ તથા સમાધિ કહેવ છે અને જૈન પરપરામાં જેને સમ્યક દર્શન, સમ્યક જ્ઞાન અને સમ્યક્ ચારિત્રનો સમન્વય થઈને પૂર્ણ વિકાસ થયો હોય તેને, શ્રેષ્ઠ જીવન કહ્યુ છે



પ્રાચીન યુગમાં શિક્ષણ સાથે દેવાતી હતી. આજે શિક્ષણનો પ્રચાર તો છે પણ દીક્ષા તરફ કોઈનું લક્ષ નથી. શિક્ષાનો અર્થ છે જ્ઞાન. દીક્ષાનો અર્થ છે ક્રિયા. જેમ કે, વિચાર અને આચાર, જ્ઞાનયોગ તથા કર્મયોગ.

આજના વિદ્યાર્થીઓ જ્ઞાનયોગમાં તો આગળ વધે છે. પણ કર્મ-યોગમાં ક્ષીણ થતાં જાય છે. જ્ઞાન, વિજ્ઞાન અને કલા એ ત્રણેનો વિકાસ થઈ રહ્યો છે. કલા હોય તો તે કર્મયોગ છે. એટલે આચાર અથવા ચારિત્રની ત્રૂટિ છે. ટૂંકમાં શિક્ષાના ક્ષેત્રનો વિકાસ થયો છે. તેના પ્રમાણમાં દીક્ષાનો એટલે આચારનો વિકાસ એટલો જ સંકુચિત બની ગયો છે.

## શિક્ષાનો આદર્શ

શિક્ષા અથવા વિદ્યાનો આદર્શ શું છે? તેના ઉત્તરમાં એક ઋષિએ કહ્યું છે કે, "સા વિદ્યા યા વિમૂક્તયે" વિદ્યાનો અર્થ છે બંધનથી મુક્તિ. મનુષ્ય અજ્ઞાન તથા વાસનાથી બંધાયેલો છે તેથી તેનો આત્મા દબાયેલો છે. તેથી તેને પોતાના વિકાસને માટે અવકાશ નથી મળતો. ધનથી, મનથી તથા તનના બંધનોથી જકડાયેલો માણસ બાકળો બની ગયો છે તે બધા બંધનોથીમાંથી તેને મુક્ત કરે તે જ સાચી શિક્ષા છે. મુક્તિ એ જ આપણુ ધાર્મિક, સામાજીક તથા સાંસ્કૃતિક લક્ષ છે. તેમ, શિક્ષાનો

આદર્શ પણ એ જ છે કારણ કે, મુકિતમાં જ જન્મ, જીવન તથા મરણની સફળતા છે

પરતંત્રતા તથા મૃત્યુ બન્ને એક સરખા જ છે કોઈ એમ પણ કહે છે કે, પરતંત્રતા કરતાં મોત ભલું છે, અથવા ગુલામી કરવા કરતા મરી જવું સારૂં છે

જડનું હોય કે ચેતનનું બંધન હોય, પણ બંધન તો બંધન જ છે જીવનનો આદર્શ તો બંને પ્રકારના બંધનમાંથી છૂટવું તે જ છે

## શોભાનું બંધન

કવિ ટાગોરે એક કવિતામાં સુન્દર વસ્ત્રો તથા ભપકાદાર દાગીનાને બંધન કહ્યું છે જે બાળક રેશમી વસ્ત્ર તથા કીમતી આભૂષણો પહેરે છે, તથા મોતીની માળા પહેરીને પોતે રાજકુમાર હોવાનો દાવો કરે છે તેને ખેલનો આનંદ નથી મળતો પળે પળ તેના નવા વસ્ત્રો અને આભૂષણો ને બગડવાનો ભય રહે છે, તેથી તેને પહેર્યાનો આનંદ રહેતો નથી

તે બીજાથી પોતાને અલગ માને છે જમીન પર ચાલવાનો તેને નકાર થાય છે નાના સ્વાસ્થ્યની ક્રીડાના આનંદથી તે વંચિત રહે છે મિત્રોના મેળાનો લાભ તેને મળતો નથી તેને તો શોભાનુ બંધન, બાંધી રાખે છે કવિએ આવા આભૂષણોના દમામ પર સખત ટીકા કરી છે શોભાને પણ બંધન કહ્યું છે કારણ કે તેનાથી આ પાપ ણ અને નાધારણ સાથે મળી શકતા નથી માનવ મા ાવમાં તો દુર્બુદ્ધિ ઉત્પન્ન કરાવે છે

હુ પૂછુ છુ કે, એક ન ીચ બાળ- અને રાજકુમારમાં શું ફેર છે માત્ર, ધન તેની વચ્ચે અંતર ઊભુ કરે છે તેથી કારણે ધનને બંધન કહ્યું છે

## ભાવ-વૃત્તિ

શિક્ષણથી ધર્મબુદ્ધિ જાગૃત થવી જોઈએ ત્યા ભાવના તથા તપશ્ચર્યા પ્ર ાટવી જોઈએ બાળામાં અભેદ બુદ્ધિ ઉત્પન્ન થવી જોઈએ વિમરો વ્યા

જોઈએ. વિચારો આવવા જોઈએ. વિકલ્પો હટવા જોઈએ. સંકલ્પો બળવાન બનવા જોઈએ. ભોગ નાબૂદ થવા જોઈએ. યોગ આવવો જોઈએ, તથા શિક્ષણથી ચિત્તના દોષ શમવા જોઈએ. ત્યારે જ શિક્ષણ વડે આપણો આદર્શ સિદ્ધ થઈ શકશે.

## વાસનાનો વિનાશ

શાસ્ત્રોના અધ્યયનથી જણાય છે કે આપણા પુરાણા આદર્શમાં વિદ્યા તથા તપ બન્નેનું સરખું મહત્વ હતું. વિદ્યા, તપની વૃદ્ધિ માટે તથા તપ વિદ્યાની વૃદ્ધિ માટે.

આગમોમાં ઠેરઠેર એવું વર્ણન આવે છે કે, વ્યકિત દીક્ષા લે છે. પછી તેનું અધ્યયન શરૂ થાય છે, તથા તપનો પણ આદર કરે છે.

તપોવનમાં રહેનારા તાપસો વેદનું અધ્યયન કરે છે અને વિવિધ જાતના તપ પણ કરે છે. તપ, આપણી સાધનાના પ્રાણ છે. આજે પણ તેનું મહત્ત્વ ઓછું નથી.

ગાંધીજીના ઉપવાસે, આખા વિશ્વને હલાવી મૂકયું હતું. ભારતની સંસ્કૃતિ તપોમય અથવા તપોમૂલક છે. તપ વિના કશું સાધ્ય નથી અને તપ વડે બધું સાધ્ય છે. જૈન પરંપરામાં, પર્યુષણ પર્વ એ તપનું જ પર્વ છે. તપ એટલે દેહદમન, તપનો અર્થ છે ઈન્દ્રિય-નિગ્રહ. તપનો અર્થ થાય છે મનોનિરોધ. સંકલ્પ બળ, વીર્ય, શકિત, ઓજસ, તેજસ તપનો અર્થ છે. કપાય ઉપર વિજય તથા વાસનાનો વિનાશ એ પણ તપનો અર્થ છે.

## કાકા કાલેલકર

ગાંધીવાદી પરંપરાના મહાન વિચારક તથા વ્યાખ્યાનકાર કાકા કાલેલકરે લખ્યું છે કે, યુરોપમાં આ ઢબનાં શિક્ષણનો નાશ થઈ ગયેલ છે. કારણ ત્યાં મનુષ્યજાતિની નાબૂદી થાય તેવાં યુદ્ધો ખેલાઈ રહ્યા છે.

પશ્ચિમના દેશોના રાષ્ટ્ર-પૂજાવાળા ધર્મને તેમના અહંકારે દાબી

રાખેલ છે તેથી વિનય કે નમ્રતાનું નામ નથી દેખાતુ જ્યારે ભારતની વિદ્યાનો આદર્શ છે કે વિદ્યા અથવા સંસ્કારનું પહેલુ ફળ વિનય હોવુ જોઈએ

એક પ્રાચીન કવીએ સંસ્કૃતમા લખ્યુ છે

"या पठति, लिखति, पश्यति, परिपृच्छति वत्समालिखति
वस्य दिवाकर–किरणैर्नलिनी दलमीव विकास्यते वुद्धि ॥"

સૂર્ય તથા કમળ

સૂર્યના કીરણો તથા કમળના વિકાસનો એક દાખલો જોઈએ સૂર્યની પ્રભાનો સ્પર્શ થતા જ કમળ ખીલી ઊઠે છે ગુરુ પોતાના શિષ્યના માથામા જ્ઞાન ભરી શકતો નથી તે તો તેની જ્ઞાનપ્રાપ્તિમા નીમીત્ત માત્ર જ બને છે જે કંઈ મેળવવાનુ છે તે તો શિષ્યે જ પોતાના પુરુષાર્થ વડે અદરથી મેળવવાનું છે બહારથી આવવાનું હોતુ નથી

વિદ્યા, મનુષ્યને સ્વાર્થથી પરાર્થ તરફ અને પરાર્થથી પરમાર્થ તરફ લઈ જનારી છે કેવળ વિદ્વાન થઈ જવાથી કઈ ગરતુ નથી જ્ઞાનની સાથે આચારની આવશ્યકતા છે પોતાને જાણવુ અને જાણ્યા પછી તેમા સ્થિર થવું તે સાચી વિદ્યા છે

જે પોતાને ઓળખે છે તે મહાન છે
વિજ્ઞાન બીચારૂ બાપડુ છે, સાચું છે આત્મજ્ઞાન
જ્ઞાન અને આચાર છેટા હશે તો મનની ઈચ્છા તૃપ્ત નહિ થાય
એ બન્નેનો મેળ નથી સાધી શકાતો, એ જ જીવનમા વીટબણા છે

★ ★

# ભારતીય સંસ્કૃતિ અને ચાતુર્માસ સંવર



સંસ્કૃતિ શબ્દમાં એક વ્યાપક ભાવના સાથે જોડાયેલી છે. કોઈ એક વસ્તુનો સંસ્કાર કરવો, શુભ કરવું તે સંસ્કૃતિ છે. સાદા અર્થમાં કોઈ તેને સભ્યતા અથવા ઉન્નતિ એમ પણ સમજાવે છે. પણ તેમાં જે વિશાળતા અને ગંભિરતા રહેલ છે તેવી બીજા કોઈ શબ્દમાં નહી મળે. તેનો અર્થ કરવામાં તેના વિભાગ ન પડાય. જેમકે આકાશ વિશાળ છે તેથી તે અખંડ છે.

સાહિત્યમાં એ શબ્દ ક્યારથી વપરાય છે તેની ખબર નથી. પણ પ્રાચીન કાળમાં ધર્મ તથા દર્શન જોડે તેનો સંબંધ હતો જ એમ જણાય છે. આજના સાહિત્યકારો તેનો ખૂબ હળવા અર્થમાં ઉપયોગ કરે છે.

સંસ્કૃતિ, વિકૃતિ અને પ્રકૃતિ—એ ત્રણ શબ્દો પૈકી, પ્રકૃતિ શબ્દ સાંખ્યદાર્શનિકોએ ખાસ ઉપયોગમાં લીધો છે. ધર્મશાસ્ત્રોમાં મનના વિકાર તેમ જ વિકલ્પોને સમજાવવા માટે વિકૃતિ શબ્દનો ઉપયોગ થયો છે. એમ વિકૃતિ તથા પ્રકૃતિ એ બે શબ્દો સાંખ્યદર્શનમાં ખૂબ વપરાયો છે. એ વિદ્વાનોએ પ્રકૃતિ તથા પુરુષના સંયોગને વિકૃતિ કહેલ છે. બન્ને જુદા હોય છે. ત્યારે પોતપોતાના સ્વરૂપમાં વિશુદ્ધ પુરુષ તથા વિશુદ્ધ પ્રકૃતિ રૂપે હોય છે. બેઉના સંયોગોમાં જ વિકૃતિ ખડી થાય છે. આ વિકૃતિને દૂર

કરવાનુ કામ સંસ્કૃતિનું છે જ્યારે વિકૃતિ મટે છે ત્યારે પ્રકૃતિ આગળ આવીને ઊભી રહે છે પણ ક્રિયાને કરનાર સસ્કૃતિ છે

## સસ્કૃતિની સરિતા

સસ્કૃતિ શબ્દની પહેલા કોઈ વિશેષણનો ઉપયોગ થાય છે ત્યારે સંસ્કૃતિનો અર્થ સામાન્ય ન રહેતા બહુ જ મોટો થઈ જાય છે બીજા અર્થમા સસ્કૃતિની વ્યાખ્યા સકુચિત બને છે જેમ કે 'માનવસસ્કૃતિ" એમ ઉપયોગ થાય છે ત્યારે માનવના પેટામા સંસ્કૃતિ રહે છે કારણ કે આખી માનવજાતિ માટે તે વપરાયેલ છે

પરન્તુ એ જ શબ્દને "એશીયન સસ્કૃતિ", "આફ્રિકન સસ્કૃતિ" એમ વાપરીયે છીએ ત્યારે તેના ભાગલા પડી જાય છે કારણ કે, તે ખડ માટે વપરાયેલ શબ્દ બને છ એને જ પાછી વધુ વિભાજ્ય કરીયે ત્યારે એશિયન સસ્કૃતિમા ભારતીય સસ્કૃતિ તથા ભારતીય સંસ્કૃતિમા વૈદિક સંસ્કૃતિ, જૈન સસ્કૃતિ તથા બૌદ્ધ સસ્કૃતિ એમ ભાગલા પડી જાય છે

વળી તેના નાના ટુકડા પણ થઈ શકે છે, જેમકે જૈન સસ્કૃતિમા શ્વેતાબર સસ્કૃતિ તથા દિગબર સસ્કૃતિ તથા બૌદ્ધ સસ્કૃતિમાં હીનયાન અને મહાયાન સસ્કૃતિ વગેરે

માનવ સસ્કૃતિ આવી જ રીતે અભેદમાંથી ભેદ તરફ ગતિ કરે છે ત્યારે તેના અગણિત ટુકડા થઈ જાય છે જ્યારે તે ખડોમાથી અખડ તરફ વલણ ફેરવે છે ત્યારે તેમા અખંડ ભાવની અનુભૂતિ થાય છે

## સસ્કૃતિ અને રાષ્ટ્ર

ખરી રીતે સસ્કૃતિને શબ્દોનું બધન લગાવવું ખોટુ છે સસ્કૃતિ એ સરિતા છે વિશેષણોથી તેને બાંધીએ તો નદીના પ્રવાહને રોકવા જેવું કનિષ્ટ કાર્ય થઈ જાય છે પંડિત જવાહરલાલ નહેરૂએ કહ્યું છે કે, "સસ્કૃતિ શુ છે? ડીક્શનરી, શબ્દકોષમા તેના અનેક અર્થ નીકળશે પણ સનાતમાં

સર્વોત્તમ વાતો જે જે અને જ્યાં જ્યાં કહેવાઈ છે, તેનાથી પોતાને પરિચય કરાવે તે સંસ્કૃતિ.

બીજા કેટલાકોએ એમ કહ્યું છે કે, શારિરિક તથા માનસિક શિક્ષણને પાકું કરતાં શીખવાડે અથવા તેના વિકાસની વ્યવસ્થા શીખવાડે તેને તથા અંદરથી સભ્યતા ઊગી નીકળે તેને સંસ્કૃતિ કહી શકાય.

એમ દરેક રાષ્ટ્રને પોતાની ખાસ રીતભાત તથા નિયમો હોય છે, તેથી વ્યકિતમાં ખાસ પ્રકારની મૌલિકતાનો વિકાસ કરાવે તે રાષ્ટ્રની સંસ્કૃતિ કહેવાય છે.

## સંસ્કૃતિ તથા ભાષા

ભારતમાં સંસ્કૃતિનું પ્રબળ સાધન આર્યો મારફત તથા તેમના પહેલાંના દ્રાવિડોના મિલનથી ઉત્પન્ન થયું અને એ સમન્વય વડે આપણી આજની સંસ્કૃતિ છે જે ભાષાથી પરિચિત થઈ છે.

સંસ્કૃત અને પ્રાચીન પહલવી ભાષા મધ્ય એશિયા રૂપી માતામાંથી જન્મ પામી છે. પછી તે ભારતમાં આવીને સંસ્કૃત રૂપે જ પ્રગતિ પામી છે. કારણ કે તે ભારતની રાષ્ટ્રભાષા બની અને તેમાં ઉતર ભારતી તથા દક્ષિણ ભારતી બન્નેએ યોગદાન - સહકાર આપ્યો છે.

ભારતના દક્ષિણવાસીઓએ સંસ્કૃત ભાષાને ઉન્નત બનાવવામાં સારો ફાળો આપ્યો છે. ક્રમે કરીને ભારત દેશવાસીઓની ધર્મ તથા વિચારની ભાષા સંસ્કૃત બની ગઈ હતી. તેથી આખા ભારત દેશ પર સંસ્કૃત-ભાષાનો મોટો પ્રભાવ પડયો હતો. બીજો પ્રવાહ પણ ભારતમાં આવ્યો તેને કારણે કેટલાક નવા વિચારો તથા નવી વ્યકિતઓનો પ્રાદુર્ભાવ થયો.

આ પ્રકારના બધા સંયોગોના મીશ્રણમાંથી આજની સંસ્કૃતિ બની છે. તેથી ભારતીય સંસ્કૃતિનો અર્થ, યુગ યુગના પ્રવાહમાંથી ઉત્પન્ન થતા વિચારોના સમન્વયની દીર્ઘધારા, એવો ગણાય છે.

## આધ્યાત્મવાદી સસ્કૃતિ

ભૂતપૂર્વ ગણ્પતિ, વિશ્વના મહાન દાર્શનિક ડૉ રાધાકૃષ્ણન આપણી સસ્કૃતિ વિષે લખે છે કે, "ભારતની સસ્કૃતિ ભૌતિકવાદી નથી પણ આધ્યાત્મવાદી જ છે

એ જ આધ્યાત્મિકતા વડે ભારત માનવસમાજના હિતમા મોટો ફાળો આપી શકશે જો આપણે આપણી અહિષણતા, આધ્યાત્મિકતા અને શાન્તિને ખોઈ દઈએ, તો આપણો વિનાશ થાય એમા મને જરાય દુખ કે આશ્ચર્ય નથી થવાનુ!

આજે કેવળજ્ઞાનની આવશ્યકતા કરતા તેના ઉપયોગની બુદ્ધિની જરૂર છે આધુનિક યુગમા અણુશક્તિનો પ્રચાર થયો છે એ પણ એક મહાન વિજ્ઞાન છે પરન્તુ જો આપણે તેનો સદ્‌ઉપયોગ કરવાની બુદ્ધિ નહિ ધરાવતા હોઈએ તો મહેરજે તે વિનાશ ને નોતરશે

ભારતને માત્ર વૈજ્ઞાનિકોની જ જરૂર નથી પણ કવિ, દાર્શનિક તથા સત પુરુષોની પણ આવશ્યકતા છે તેઓ જ દેશને બૌદ્ધિક, આધ્યયાત્મિક તથા ભાવનાત્મક ઉચ્ચ સ્તર પર લઈ જઈ શકેશે આપણુ લશ્કરી બળ, એ આપણી સભ્યતાનો માપદડ નથી, પણ આપણી પર પગ આધ્યાત્મિક છે જેમા હજારો વર્ષ સુધી આપણે જીવન વીતાવ્યુ છે એ સસ્કૃતિને બળવાન બનાવીશુ તો જ ભવિષ્યમા આપણે જીવતા રહી શકીશુ

જયા સુધી સભ્યતાના સારરૂપ એકતા તથા શાન્તિનો સ્વીકાર નહી કરીએ ત્યા સુધી માત્ર જ્ઞાનથી મનને ભારે કરીને આદર્શ જીવન નહીં જીવી શકીએ

વૈજ્ઞાનિક સશોધનનો જો માનવજીવનના લાભાર્થે નહીં ઉપયોગ કરી શકીએ તો માત્ર અર્થહીણા જ્ઞાનમા પડ્યા રહીશું આત્મચિતનથી જ મનુષ્ય વાસ્તવિકતાને પામી શકે છે એ આત્મચિતન જ આપણી સસ્કૃતિનો મૂળ આધાર છે

સંસ્કૃતિના બે દૃષ્ટિકોણ છે (૧) ભૌતિક, (૨) આધ્યાત્મિક. સંસ્કૃતિનું જે ભૌતિક રૂપ છે તેને આપણે સભ્યતા શબ્દથી ઓળખીયે છીએ. યુગ-યુગથી ચાલતી આવતી પ્રથાને કોઈ દેશમાં કે કોઈ સંપ્રદાયમાં બાંધી રાખવી એ ઘાતક છે.

એ માટે કવિ દિનકરે લખ્યું છે કે "સંસ્કૃતિનો વિકાસ વસન્ત ઋતુમાં થાય છે. જ્યારે સમાજમાં મુખ્યપણે ખેતી અને ગામડાની વ્યવસ્થા ઊભી થાય એ રાક્ષસીશકિતનો કાળ કહેવાય છે. તેમાં તોફાની પ્રવૃત્તિઓ થાય છે. આ વખતમાં સંસ્કૃતિની તાકાત વધુ હોય છે. સંસ્કૃતિની ગ્રીષ્મ ઋતુ ત્યારે શરૂ થાય છે

જ્યારે નગરો વસવા માંડે છે ત્યારે મહાનગર નથી ઉત્પન્ન થતા. નગરો ઉપર પણ ગ્રામીણ જીવનનો પ્રભાવ રહે છે. સંસ્કૃતિની શરદઋતુમાં રાજ્યની કેન્દ્રીય સત્તા મજબૂત બને છે, જ્યારે મહાનગરો ઊભાં થાય છે ત્યારે વેપારનું મહત્ત્વ વધે છે, કલા અને ચંચળ બુદ્ધિ ખીલે છે અને બુદ્ધિવાદ, નાસ્તિકતા તથા ક્રાંતિના બીજ વવાવા માંડે છે.

શરદ પછી જ્યારે ઠંડીની ઋતુ આવે છે ત્યારે પ્રાચીન પરંપરા, નીતિ અને ધર્મના ટુકડા થવા માંડે છે, નૈતિક બંધનો તૂટવા માંડે છે. પૂરાણા રીતરિવાજો તૂટીને હવામાં ઉડવા માંડે છે. બધી સંસ્કૃતિનો વાસ સભ્યતામાં છે. સંસ્કૃતિ જીવનની ધારા છે. સભ્યતા મૃત્યુનો ઘાત છે. સંસ્કૃતિ, કૃષિસંસારથી જ જન્મે છે, તેનાથી જ વૃદ્ધિ પામે છે. મહા-નગરોના સંસ્કારોને સભ્યતા કહે છે; જ્યારે મહાનગર બને છે ત્યારે મનુષ્ય અધિક ચાલાક અને ઓછો ઈમાનદાર થાય છે. સંસ્કૃતિ જ્યારે બળવાન બને છે ત્યારે તેમાંથી સમતા જન્મે છે. કારણ કે પૂર્ણ વીકાસ પામ્યા બાદ, દરેક સંસ્કૃતિ મરવા માંડે છે. જ્યારે તેની આંતરિક શકિત ભૂલાય છે ત્યારે અંદરની દુનિયાને છોડીને, બહારની દુનિયા તરફ ફેલાવા માંડે છે.

સંસ્કૃતિનો આ બાહ્ય ફેલાવો તે જ સભ્યતા રૂપે સમજવી.

ભારતીય સસ્કૃતિ હૃદયને મહત્ત્વ આપે છે તેટલુ જ બુદ્ધિને પણ આપે છે કારણ કે દરેક ક્રિયાનો બુદ્ધિ અને હૃદય વડે જ પ્રયોગ થયા કરે છે

જેમ જ્ઞાન અને વિવેકની જરૂર છે તેમ જીવનમા ભાવનાની પણ જરૂર છે ભાવનાથી ભાવુક બનાય છે જ્ઞાનથી બુદ્ધિમાન અને દાર્શનિક બનાય છે જનમનની ભાવનાનો અતિરેક તેને કવિ બનાવે છે કવિ અને દાર્શનિક બન્ને જણા, જીવન તથા જગતની વ્યાખ્યા સમજાવે છે

બંનેની સમજાવટમા ભલે થોડો ફેર હોય કવિની કલ્પના ભાવોની મધુરતા અને ભાષાની સુદરતાના આધાર પર અવલંબીત હોય છે જ્યારે દાર્શનિક પાસે એ બેઉવાના પ્રાય નથી હોતા તેની પાસે તર્કની પ્રખરતા અને વિચારોની યથાર્થતા છે કવીને બહુધા હૃદયનો આધાર જોઈએ છે દાર્શનિકને બુદ્ધિનો તેથી એમ સમજવાનું નથી કે કવિ બુદ્ધિહીન હોય છે અથવા દાર્શનિક હૃદયહીન હોય છે

વસ્તુસ્થિતિએ ભારતીય સસ્કૃતિની કલાત્મક તથા વિચારાત્મક વ્યાખ્યા સમજાવવા માટે હૃદય તથા બુદ્ધિ બન્નેની જરૂર છે એવી ઉદાર ભાવના તથા વિમળ જ્ઞાન સાથે હૃદય અને બુદ્ધિ બન્નેનો ઉપયોગ થાય તો જીવનની સુન્દરતા ખીલી ઊઠે, તેમ જ સસારમા મધુરતાનો પ્રસાર થાય

વધુ વિસ્તાર કરીએ તો શરીરનો કર્મયોગ, બુદ્ધિનો જ્ઞાનયોગ તથા હૃદયનો ભક્તિયોગ એ ભારતીય સસ્કૃતિની સીમા છે સાને ગુરુજી પણ એમ જ કહે છે કે જીવન-સંગમા કર્મ, જ્ઞાન અને ભક્તિનો મહિમા અને ગરિમા એજ ભારતીય સસ્કૃતિની ખૂબી છે

## સાને ગુરુજીના વિચાર

અદ્વૈતની ધ્વનિનો ગુંજારવ એ ભારતીય સંસ્કૃતિની ખૂબી છે ઉત્તર ભારતમા હિમાલયનું ગૌરિશ કર શીખર જેમ મોખરે છે તેમ અહીં ઉચ્ચ, ભવ્ય, અદ્વૈતદર્શનનું ડમરૂ વાગી રહ્યું છે શિવની પાસે શક્તિ અને પ્રેમ

છે. સત્યની પાસે પરાક્રમ છે. અદ્વૈત નિર્ભયતા શીખવે છે. તેના વડે સંસારમાં સુખસાગરનું નિર્માણ થાય છે. એમાંથી શાંન્તિ મળે છે.

સમર્થ રામદાસે પણ અદ્વૈતનું નીરૂપણ કર્યું છે. તેમાં લખે છે કે અદ્વૈત કોઈ અમૂર્ત કલ્પના નથી. એ તો પ્રત્યક્ષ વ્યવહાર છે. અદ્વૈત ચર્ચાનો વિષય નથી. એ તો અનુભવનો વિષય છે. જે સમાજ અદ્વૈતને ભૂલી જાય છે, તેમાં ફરી ક્રાંતિ થાય છે. ઈશ્વર સંસારને એવું શીખવવા માગે છે કે પડોશી વ્યકિત, રાતદિન શ્રમ કરવા છતાં પેટભરીને ખાધા વગર બેઠો હોય, અને પોતે બંગલામાં બેઠો રેડિયો સાંભળતો હોય એ ભારતીય સંસ્કૃતિનું ખૂન છે.

દામાજીએ ભૂખ્યા લોકોને જોઈને ભંડાર ખોલી દીધા હતા. ચોરી કરવા આવેલા ચોરોને જોઈને એકનાથે કહ્યું હતું કે "વધુ લેતા જાઓ."

ચોરો જે સમાજમાં હોય તે સમાજે શરમાવું જોઈએ. અદ્વૈત એટલે ઉત્તરોત્તર વધતો પ્રેમ. વિશ્વાસની સાથે વિશ્વને આલિંગન કરનાર પ્રેમ.

લોકો પેટ ભરીને અદ્વૈતની હાંસી કરવા બેસે છે. બુદ્ધે અદ્વૈતને જાણ્યા પછી બીમાર તથા ભૂખી સિંહણના મોંમાં પોતાનો પગ દઈ દીધો હતો.

સંત તુલસીદાસે કઠિયારાને અદ્વૈત સમજાવીને ઝાડોને કપાઈ જતાં બચાવવા માટે પોતાની ગરદન કઠિયારાની કુહાડી નીચે ધરી દીધી હતી. અદ્વૈતનો રસીયો કમાલ, ઘાસ કાપવા જંગલમાં જતો ત્યાં સુંદર દશ્યો જોઈને ધ્યાનસ્થ થઈ જતો. ઘાસ એને કહેતું કે, "મને કાપીશ નહીં" ધર્મને જીવનમાં નહી ઊતારો તો સુંદર નહીં બને. રોટલો જીભ પર મૂકી રાખ્યે શરીર સશકત નહીં થાય, તેને ખાઈને પેટમાં ઉતારવો પડશે.

મહાન વચન જ્યારે કાર્યમાં ઉતારે, ત્યારે જ સમાજ સ્વસ્થ અને સુખી બને. સંતો, સદાય લાખોની જનતાને સુખી જોવા તત્પર હોય છે.

વહ સૌભાગ્ય પ્રાપ્ત કબ હોગા,<br>
જબ સબ મેં દેખૂંગા બ્રહ્મરૂપ,<br>
તબ હોગા સુખ કા પાર નહીં,<br>
લહેરેગા સુખ – સાગર અનૂપ ॥

## યોગીગજ પાર્શ્વનાથ

ઈસુ પહેલા આઠ વર્ષે કાશી નગરીમાં ભગવાન પાર્શ્વનાથનો જન્મ થયો તેઓ મહાન સાધક, યોગી તથા યુગપુરુષ હતા તેઓના યોગ ધ્યાન તથા સમાધી મશહૂર છે શ્રમણ–સંસ્કૃતિમા તેમનો મહિમા તથા ગૌરવ બેજોડ ગવાયો છે, ધાર્મિક ઈતિહાસને પાને પણ પાર્શ્વનાથનો ઈતિહાસ જાણીતો છે

જે જમાનામાં ઋષિ તથા તપસ્વીઓ નગરોને છોડી સુંદર વનોમા જઈ ઘોર તપશ્ચર્યા કરી લોકજીવનને નિર્મળ બનાવતા હતા, ત્યારે તેમણે ચતુર્યામી ધર્મ ઉપદેશ દીધો હતો તેનો અર્થ અહિંસા, સત્ય, અચૌર્ય અને અપરિગ્રહ થાય છે

બૌદ્ધ પરંપરાના વિદ્વાન ધર્માનંદ કોસામ્બીએ પોતાના "ભારતીય સંસ્કૃતિ તથા અહિંસા" મા તથા "પાર્શ્વનાથ કા ચાતુર્યામ ધર્મ" એ પુસ્તકોમાં તેનો વિસ્તાર તેમ જ પરિચય આપેલ છે અને પ્રતિપાદન કર્યું છે કે, આ ચતુર્યામ્ ઉપદેશમા ભારતીય સસ્કૃતિનું મૂળ છે ભગવાન મહાવીરે એ પાર્શ્વનાથ ભગવાનના ચાતુર્યામ ધર્મનો વિસ્તાર કરીને પંચમહાવ્રતનું રૂપ આપ્યું છે આજ ધર્મ, બુદ્ધના અષ્ટાંગિક માર્ગમા તથા પાતંજલના અષ્ટાંગ યોગમા પ્રગટ થયેલ છે

ગાધીના આશ્રમ ધર્મમાં પણ પ્રધાનપણે ચાતુર્યામ ધર્મ દષ્ટિગોચર થાય છે સર્વોદયમાં પણ ચાતુર્યામ ધર્મ સમાઈ જાય છે એને વિષે ગાંધી યુગના મહાન વ્યાખ્યાનકાર અને પ્રસિદ્ધ લેખક કાકા કાલેકર લખે છે કે–

### કાકા કાલેલકર

વેદાન્તના મૂળમાં ચાતુર્યામ ધર્મ છે માણસ પોતાની અસામાજિક વૃત્તિ દૂર કરીને વિશ્વ સમાજ-સ્થાપનાની પૂર્વ તૈયારી કરે તે ધર્મ તે જ ચાતુર્યામ ધર્મ સમાજવાદ હોય કે સામ્યવાદ પ્રજાતંત્ર હો કે અરાજકતાવાદ આ બધા, અહિંસા, સત્ય અસ્તેય અને અપરિગ્રહ–આ ચાર સામાજિક

સદ્‌ગુણ વિના કોઈ પણ સ્થાયી રૂપે સિદ્ધ ન થઈ શકે. આ ચાર યામની સાથે જ સંયમ રૂપે પાંચમો યામ બ્રહ્મચર્યને સ્વીકારીને તેની વૃદ્ધિ કરવી જોઈએ. આ બધાના મૂળમાં આત્મૌપમ્ય - બુદ્ધિને રાખી તે વૃત્તિનો વિકાસ વિશ્વાત્મા સુધી કરવો જોઈશે."

## ચાતુર્યામ સંવર

જૈન આગમો અને બૌદ્ધ પિટકોમાં આ ચાતુર્યામ-ધર્મનો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે. 'યમ્' ધાતુ દમનના અર્થમાં છે, તેની શરૂઆત વેદ અને ઉપનિષદોથી જ નહીં પણ તે પહેલાંથી આ દેશમાં પ્રચલિત છે. તપસ્વી તેમ જ ઋષિ–મુનિઓના ધર્મથી થઈ છે. આ ઋષિ, મુનિ તાપસ, સંન્યાસી શ્રમણ અને નિર્ગ્રન્થ સંસારના દુ:ખો અને માણસ માણસ વચ્ચે થનાર ખરાબ વ્યવહારથી કંટાળીને જંગલમાં ચાલ્યા જતા હતા. અને ત્યાં જઈને સંયમ અને તપોમય જીવન વ્યતીત કરતા.

ભગવાન પાર્શ્વનાથે આ તપસ્યામાં, અહિંસા અને દયાનો સમાવેશ કર્યો. ભગવાન પાર્શ્વનાથે આ ચાતુર્માસને સાર્વજનિક બનાવવાનો પ્રયત્ન કર્યો. તેમણે અને તેમના શિષ્યોએ લોકો પાસેથી મળનારી ભિક્ષાથી નિર્વાહ કરીને જન-સાધારણને પણ યામોનું શિક્ષણ આપવાની શરૂઆત કરી.

તેના પરિણામ સ્વરૂપ, લોકોમાં બ્રાહ્મણ પરંપરાના યજ્ઞ એવં યાગ અપ્રિય બન્યા, મહાવીર, બુદ્ધ તેમ જ તે યુગના બીજા શ્રમણોએ પણ આ દયા અને અહિંસામૂલક ચાતુર્માસ ધર્મનો પ્રચાર કર્યો હતો.

## બુદ્ધનો પંચશીલ

બૌદ્ધ સાહિત્યમાં એવો ઉલ્લેખ મળે છે કે, બુદ્ધ જ્યારે પોતાની રાજધાની કપિલવસ્તુ છોડીને સંન્યાસ લઈને સત્યની શોધ માટે જંગલમાં રહેલા હતા, ત્યારે જુદા જુદા સંપ્રદાયના આશ્રમોમાં જતા હતા. ત્યાં સત્ય શોધતા. આલારના સમાધિ માર્ગનો અભ્યાસ તેમણે નાનપણમાં જ

કર્યો હતો ગૃહત્યાગ પછી સૌથી પહેલા તે આલાર આશ્રમમા જઈને યોગમાર્ગનો આગળ અભ્યાસ કર્યો

એ આશ્રમમાંથી ફરતા ફરતા શ્રમણ આશ્રમમા ગયા તેમને નિર્ગ્રન્થોનો ચાતુર્યામ સવર જ કદાચ વધુ ગમ્યો આગળ જતા તેમણે જે આર્ય અષ્ટાંગિક માર્ગનું અનુસરણ કર્યું જેમા આ ચાતુર્યામનો સમાવેશ છે આ આર્યમાર્ગ આગળ જતા શીલ, સમાધિ, અને પ્રજ્ઞા - આ ત્રણ રૂપે જણાયો શીલ બુદ્ધનો આધાર છે બૌદ્ધ સાહિત્યમા પચશીલ ખૂબ પ્રસિદ્ધ છે આ પચશીલોમા ચાતુર્યામ ધર્મનો જ આભાસ મળે છે

બુદ્ધે પાર્શ્વનાથના ચારે ચાર યામ પૂર્ણતયા સ્વીકાર્યા હતા તેમણે તે યામમા આચારની સમાધિ અને પોતે શોધેલા ચાર, આર્ય સત્યરૂપી પ્રજ્ઞાનો સમાવેશ કર્યો હતો આ રીતે બૌદ્ધ પરમ્પરાના આચારશાસ્ત્રનો આધાર ચાતુર્યામ સવર જ હતો

પતંજલિએ પોતાના યોગમા અહિંસા, સત્ય, અસ્તેય, અને અપરિગ્રહ સાથે બ્રહ્મચર્યને ભેળવી પાચ યમ કર્યા ભગવાન મહાવીરે પહેલેથી આ ચાર યામમા બ્રહ્મચર્ય જોડીને પોતાના સઘમા પાચ મહાવ્રતોની સ્થાપના કરી હતી આ રીતે મહાવીરના પાચ મહાવ્રત બુદ્ધના પચશીલ અને યોગસૂત્રના પાચ યમ, ભગવાન પાર્શ્વનાથના ચાતુર્યામ -ધર્મને આધારે જ વિકસ્યા છે

## સત અને સમ્રાટ

ભારતીય સસ્કૃતિની કોઈ પણ શાખા - પ્રશાખા લો, તે બધાના મૂળ-મા સંયમ ત્યાગ, તપસ્યા, જરૂર છે ભારતીય સસ્કૃતિમા સર્વ પક્ષના ત્યાગ, તપસ્યા, અને સયમને ઘણુ મહત્ત્વ મળ્યુ છે તેથી જ અહીં સમ્રાટ કરતા સન્તનું ગૌરવ અને સત્કાર વધુ છે સમ્રાટનો સત્કાર જરૂર થાય પણ પૂજા તો સતની જ થાય છે સમ્રાટ ગમે તેટલો મોટો હોય,

મહાન હોય, પણ આજ સુધી ભારતીય સંસ્કૃતિના પૃષ્ઠો પર ક્યાંય એવું લખેલું નહીં મળે કે, કોઈ સમ્રાટની પૂજા થઈ, એથી ઊલટું, વૈદિક, જૈન અને બૌદ્ધ પરંપરાઓમાં બધે જ સંત જીવનની પૂજા અને સાથેસાથે સંત જીવનના આચરણનું અનુસરણ પણ થાય છે. આજ સુધી ભારતીય પ્રજાની કોઈ પણ વ્યકિતએ સમ્રાટના સમૃદ્ધ જીવનનું અનુકરણ નથી કર્યું. પણ સંતના સંયમમય, તપોમય તેમ જ ત્યાગમય જીવનનું જ અનુકરણ સદાય કર્યું છે.

★ ★

# ભારતીય સંસ્કૃતિના આચાર અને વિચાર

## ૧૨

ભારતીય ધર્મ અને દર્શનમાં આચારનું મહત્વ વિશેષ છે. ભારતીય સંસ્કૃતિમાં અલ્પ - જ્ઞાનીની પૂજા ભલે થાય, પણ ચારિત્ર્યહીનની પૂજા અભીષ્ટ નથી. ભારતની પ્રત્યેક પરંપરામાં, વૈદિક હોય, બૌદ્ધ હોય, અથવા જૈન હોય આચારનું જ સદા વિશેષ સ્થાન રહ્યું છે. આચાર સ્વચ્છ રાખવા માટે વિચારની જરૂર છે, અને વિચારને નિર્મળ કરવા માટે આચારની કોઈ ને કોઈ રૂપે આચાર - વિચાર સાથે જ રહે છે. જો કે આચાર તેમ જ ચારિત્ર બધા કર્તવ્યોમાં શ્રેષ્ઠ ગણાય છે. તો પણ આચારની પવિત્રતા માટે વિચારની પણ જરૂર છે. જ્યાં સુધી આચારને વિચારનું બળ ન મળે અથવા વિચાર આચારમાં ન પરિણમે ત્યાં સુધી જીવનનો યથાર્થ વિકાસ ન થઈ શકે.

તેથી આચાર વિચારને એક બીજા સાથે જોડાયેલ એક બીજાના પૂરક કહ્યા છે. ભારતીય ધર્મશાસ્ત્રમાં આચારની આધારશીલા નૈતિકતા ગણાય છે. જેનો આધાર નીતિ નથી તેને આદર્શ આચાર ન ગણાય. સમાજમાં, ખાસ કરીને માનવ જીવનમાં નીતિ પર આધારિત ધર્મની પ્રતિષ્ઠા છે. ખરી રીતે ધર્મનો વિશાળ મહેલ કેવળ નૈતિકતાને આધારે જ હોય છે. આ નૈતિકતાનો આદર્શ જેટલો ઊંચો અને મહાન હશે, ધર્મની ભૂમિકા પણ તેટલી જ વધુ ઉન્નત હશે. મનુષ્યના જીવનની નૈતિકતાનું મૂલ્ય કેવળ શરીર સુધી

સીમિત નથી. પણ આત્મા સાથે પણ સંબંધ છે. તેને આધારે જ માણસના જીવનનો વિકાસ થાય છે.

## આચારની આવશ્યકતા

માણસનું જીવન અંદર બહાર સમગ્રરૂપે પવિત્ર હોય તેમાં જ ધર્મનો સાર અથવા ધર્મનું મૂળ સ્વરૂપ છે. આધ્યાત્મવાદ કે ભૌતિકવાદ જેની દર્શનશાસ્ત્રમાં ગંભીર ચર્ચા થઈ છે, તે આધ્યાત્મવાદની સાર્થકતા માનવ-જીવનમાં તો જ થાય જો તે ભૌતિકતાથી દૂર રહી સાચા અર્થમાં અધ્યાત્મ-વાદી બની શકે. ભૌતિકતાના આદર અને તિરસ્કાર બંનેમાં સમન્વય સાધવો જોઈશે. તે બંને ભેદરેખા સમજવી જોઈશે. તો જ આપણા જીવનનો સર્વાંગીણ વિકાસ કરી શકીશું. આચાર-નૈતિકતાનો અભાવ હશે તો વિકાસ સંબંધિત નથી.

આપણા જીવનમાં જેમ જેમ નૈતિકતાનો વિસ્તાર થતો જશે તેમ તેમ ધર્મનો વિકાસ થશે. આમ ધીરે ધીરે ધાર્મિક વિકાસ જ આપણો આધ્યાત્મ-વાદ બની જશે. ભારતીય દર્શનશાસ્ત્ર પ્રમાણે આ આધ્યાત્મભાવ વિકાસની પરાકાષ્ઠાનું નામ જ મોક્ષ અથવા મુક્તિ છે. આ મૂળભૂત સિદ્ધાન્તને બધા અધ્યાત્મવાદી ભારતીય દર્શનોએ એકે અવાજે સ્વીકાર્યો છે. એનો અર્થ એ થયો કે, આપણા આચારનો ચરમ વિકાસ તે જ મુક્તિ અથવા મોક્ષ છે. આચારનું રૂપ યુગ પ્રમાણે ભલે વખતો વખત બદલાયું હોય પણ તેનું મૂલ્ય કદી નથી બદલાયું અને કદી નહી બદલાશે.

## વિચારની આવશ્યકતા

વિચારનો સંબંધ તર્ક અને દર્શન સાથે હોય છે. આચારનો માણસના વ્યવહાર સાથે હોય છે. વિચાર એ માણસના ગન્તવ્ય પથને પ્રકાશિત કરનાર પ્રકાશ છે. પણ તે પથ પર ચાલવાનું કામ આચાર કરે છે. આચાર એટલે ચાલવાની શકિત અથવા ગતિ, જેના અભાવે માણસ પોતાના લક્ષ્યે પહોંચી ન શકે. આચાર માટે શ્રદ્ધા અને વિચાર માટે તર્કની જરૂર છે. આચાર અને વિચાર અથવા ધર્મ અને દર્શનના વિશે બે વિચારધારા છે. એક વિચારધારા

પ્રમાણે આચાર તેમ જ વિચાર અથવા ધર્મ અને દર્શન અભિન્ન છે એ બનેમા કોઈ ભેદ નથી વિચારમા જ આચારની સચ્ચાઈ દેખાય છે અને વિચારનું પરિણામ આચારમા છે બીજી વિચારધારા પ્રમાણે આચાર અને વિચાર અથવા દર્શન અને ધર્મ એકબીજાથી ભિન્ન છે એક તર્કશીલ વિચારકને, એક શ્રદ્ધાશીલ આચરણ કર્તાના વ્યવહાર સાથે કોઈ પ્રયોજન હોતુ નથી

એથી ઉલ્ટુ શ્રદ્ધાશીલ વ્યકિત, વિચારક શુ કરે છે તે જોતી નથી તટસ્થ દૃષ્ટિએ વિચારતા એ બંને એકબીજાના વિરોધી નથી એકબીજાની સહાયક છે એ બન્ને પક્ષોનો સકલિત વિકાસ થાય તો જ કોઈ પણ વ્યકિત ના વ્યકિતત્વનો સુન્દર વિકાસ થઈ શકે જેને આજે આચાર અને વિચાર કહીએ છીએ, પ્રાચીન યુગની શાસ્રીય ભાષામા તેને જ ક્રિયા અને જ્ઞાન કહેતા, અને બનેના સમન્વયથી જ મોક્ષ મળે છે મોક્ષ પ્રાપ્તિ માટે બને જરૂરી છે

## ધર્મ અને દર્શન

આચાર અને વિચાર અથવા ધર્મ અથવે દર્શનમા શો ફેર છે? આ પ્રશ્નનુ સમાધાન દરેક યુગમા તે તે યુગના યુગપુરુષ કરતા આવ્યા છે ધર્મનો મુખ્ય આધાર શ્રદ્ધા અને વિશ્વાસ છે દર્શનનો આધાર તર્ક અને હેતુવાદ છે જીવનના વિકાસ માટે શ્રદ્ધા અને તર્ક બનેની જરૂર છે તર્ક ન હોય તો શ્રદ્ધા આધળી છે અને શ્રદ્ધા વિના તર્કની કોઈ કીંમત નથી

ભારતમા ધર્મ અને દર્શન સહજીવી અને સહગામી રહ્યાં છે આચાર વિચાર બંનેને એકબીજાની જરૂર છે બનેમા કોઈ વિરોધ નથી હીનયાન અને મહાયાન આ બે બૌદ્ધ પરમ્પરાના સપ્રદાય છે હીનયાન આચાર અને મહાયાન વિચાર છે વૈદિક પરપરામા પૂર્વમીમાસા અને ઉત્તરમીમાસા આચાર અને વિચાર જ છે મીમાસા દર્શન કર્મકાડ પર અને વેદાન્તદર્શન જ્ઞાન કાડ પર વધુ ભાર મૂકે છે યોગ અને સાખ્ય પણ આચાર અને વિચારના જ પ્રતીક છે

યોગનું મુખ્ય ધ્યેય ચિત્તવૃત્તિનો વિરોધ છે. જ્યારે સાંખ્ય તત્ત્વનો નિર્ણય કરે છે. જૈન પરમ્પરા પણ આચાર અને વિચારને સ્વીકારે છે. આચારને નામે અહિંસાનો જેટલો વિકાસ જૈન પરંપરાએ કર્યો છે તેટલો બીજી કોઈ ધર્મશાખાઓ નથી કર્યો. તેવી જ રીતે વિચાર નામે અનેકાન્તનો વિકાસ બીજે નથી. આકાશમાં ઉડતા પક્ષીને બે પાંખ જોઈએ. રથને ચાલવા બે પૈડા જોઈએ. જોવા માટે આંખ અને ચાલવા માટે પગ બંને જરૂરી છે. આંધળો - પાંગળો બંને જુદા રહીને વિકાસ ન કરી શકે.

## વેદ અને આચાર

આપણા સાહિત્યમાં આચારના અનેક રૂપ મળે છે. વૈદક સંહિતામાંથી મળી આવતું લૌકિક જીવન તેમની પ્રકૃતિ પ્રત્યેની જિજ્ઞાસાવૃત્તિનો ખ્યાલ આપે છે. તેઓ માનતા કે પ્રકૃતિના કાર્યોના દેવોના જુદા જુદા રૂપ છે. પ્રકૃતિના કાર્ય રૂપે જુદા જુદા દેવો વ્યકત થાય છે એવી તેમની ધારણા હતી. આ દેવો પોતાની ઈચ્છા પ્રમાણે પ્રજાનું હિતાહિત કરી શકતા તેથી લોકો તેમને ખુશ રાખવા તેમની સ્તુતિ કરતા, તેમના ગુણગાન ગાતા.

સ્તુતિની પદ્ધતિ ધીરેધીરે વિકસી. આગળ જતાં અમુક રીતે કરાયેલી સ્તુતિ જ ફળે છે; એટલે જ યજ્ઞયાગની શરૂઆત થઈ અને દેવોને પ્રસન્ન રાખવા અનેક પ્રકારની આચારપદ્ધતિ જન્મી. આનું કારણ ભૌતિક સુખસાધનની નિયમો, સુરક્ષા હતું, લોકો ને સત્ય અને દાન વગેરે માટે માન હતું. જાતજાતના ગુણો, શિક્ષાના પ્રવર્તકોના રૂપે જુદા જુદા દેવોની કલ્પના થઈ.

## ઉપનિષદોમાં આચાર

ઉપનિષદોમાં ઐહિક સુખને જીવનનું ધ્યેય માન્યું નથી. શ્રેયસ્‌ને જ પરમાર્થ માન્યો. પ્રેયસ્‌ને હેય, અને શ્રેયસને ઉપાદેય કહ્યો છે. આ જીવન એ અન્તિમ સત્ય નથી. પણ બ્રહ્મજ સત્ય છે. આત્મતત્વનું સ્વરૂપ સમજાવતાં તેને શરીર, મન અને ઈન્દ્રિયોથી જુદુ કહ્યું છે. એ દાર્શનિક વિચારના આધારે સદાચાર, સંતોષ તેમ જ સત્ય વગેરે ગુણોની પ્રતિષ્ઠા થઈ. આને આત્મા-

નુભૂતિ માટે આવશ્યક ગણ્યા આ ગુણોના આચારથી શ્રેયસ્ની પ્રાપ્તિ થાય છે એ માર્ગે જનાર વિરલા જ હોય છે સસાર ના બધા પ્રલોભન શ્રેયસ્ આગળ તુચ્છ છે ઉપનિષદના આ આચાર તેમજ ધર્મને આધ્યાત્મ-વાદી આચાર તેમ જ આધ્યાત્મવાદી ધર્મ કહ્યો વેદકાલીન ભૌતિકવાદી ધર્મના વિરોધમા જ આ ઉપનિષદવાદી અધ્યાત્મ ધર્મનો આવિર્ભાવ થયો

## સ્મૃતિગ્રથોમા આચાર

સ્મૃતિગ્રન્થોમા માનવજીવનની નિશ્ચિત યોજના જણાય છે એમા માનવના કર્તવ્યાકર્તવ્યનુ વર્ણન છે વૈદિક વિધિવિધાનો સાથે સાથે જ સામાજિક ગુણ અને આધ્યાત્મિક વિશુદ્ધિઓના પણ વિચાર કર્યો છે ટૂકમા એમ કહેવાય કે સ્મૃતિગ્રથોમા ભૌતિક સુખ અને આધ્યાત્મિક ગુણોનો સમન્વય કરવામા આવ્યો છે એમા માનવજીવનની ચાર આશ્રમ વ્યવસ્થા છે બ્રહ્મચર્ય ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યાસ આશ્રમ તેમા કહ્યુ છે કે જે માણસ આ ચાર આશ્રમ - વ્યવસ્થા પ્રમાણે જીવન જીવે તેનું જીવન સફળ થાય છે બ્રહ્મચર્ય-આશ્રમમાં શારીરિક અને માસિક અનુશાસનનું શિક્ષણ અપાય છે જે આખા જીવનની ભૂમિકા બને છે ગૃહસ્થાશ્રમ કર્તવ્યપાલન તેમ જ સાસારિક સુખ માટે છે વાનપ્રસ્થાશ્રમ સાસારિક પ્રપચનો થોડોઘણો ત્યાગ કર્યાનુ પ્રતીક છે, અને આધ્યાત્મિક સુખની પ્રાપ્તિ માટે સાસારિક સુખની પ્રાપ્તિ માટે કરવામા આવતા પ્રપચનો સર્વથા ત્યાગ એ સન્યાસાશ્રમ છે

આ ચાર આશ્રમોની સાથોસાથ ચાર વર્ણના કર્તવ્યાકર્તવ્યની આ ચાર સહિતા પણ રચવામાં આવી છે આચારના બે વિભાગ પાડ્યા છે સામાન્ય અને વિશેષ બધા વર્ણો માટે સામાન્ય આચાર અને પ્રત્યેક વર્ણ માટે વિશેષ આચાર જે રીતે પ્રત્યેક આશ્રમ માટે જુદી ફરજો છે, તેવી જ રીતે દરેક વર્ણ માટે જુદી જુદી ફરજો છે જેમ કે, બ્રાહ્મણ માટે અધ્યયન, અધ્યાપન ક્ષત્રિય માટે રક્ષણ અને શાસન વૈશ્ય માટે વ્યાપાર અને કૃષિ તેમ જ શૂદ્ર માટે સેવા એ વ્યવસ્થા અને આચારસહિતાનું નામ સ્મૃતિગ્રથમા વર્ણાશ્રમ ધર્મ - કે વર્ણાશ્રમ વ્યવસ્થા છે

## ધર્મ અને આચાર

જૈન પરંપરા પ્રમાણે સાધનાનો પ્રાણ અહિંસા અને અનેકાન્ત છે. જૈન સિદ્ધાન્ત પ્રમાણે આચારનું મૂળ કેન્દ્ર અહિંસા છે. અહિંસક આચાર વિચારથી જ આધ્યાત્મિક ઉન્નતિ થાય છે જેનાથી કર્મ-મુક્તિ મળે છે. અહિંસાનું જેટલું વિવેચન કે આચરણ જૈન પરંપરામાં સૂક્ષ્મતાથી મળે છે. એટલું ભાગ્યે જ બીજે ક્યાંય મળતું હોય. અહિંસાનો મૂળ આધાર આત્મ સામ્ય છે. દરેક આત્મનો મૂળ આધાર દરેક આત્મા ચાહે તે પશુપક્ષી માનવ ગમે તે હોય, આત્મા સ્વરૂપની દષ્ટિએ સમાન છે. જગતના પ્રત્યેક પ્રાણીને પોતાનું જીવન પ્રિય હોય છે. તે સુખ અને શાન્તિની ઈચ્છા રાખે છે. સુખદુઃખનો અનુભવ દરેકને થાય છે. જીવન-મરણની પ્રતીતિ બધાંને થાય છે. બધાં જીવવા ઈચ્છે છે. કોઈને મરવુ ગમતું નથી. જેમ આપણને જીવન પ્રિય છે, સુખ પ્રિય છે, મરણ અપ્રિય છે. દુ:ખ અપ્રિય છે અનુકૂળતા પ્રિય, પ્રતિકૂલતા અપ્રિય, મૃદુતા, સ્વતંત્રતા, લાભ પ્રિય છે, અને કઠોરતા, પરતંત્રતા અને હાનિ અપ્રિય છે. તેવી જ રીતે બધાંને આ પ્રિયાપ્રિય ભાવ હોય છે. તેથી આપણી ફરજ છે કે, આપણે મનથી પણ કોઈનું અહિત, અપ્રિય ન કરીએ, શરીરથી હત્યા કે દુ:ખ પહોંચાડવું તે પાપ છે જ, પણ મનવચનથી પણ આવી પ્રવૃત્તિ કરવી એ પાપ છે. મન, વચન અને કાયાથી કોઈને સંતાપ ન દેવો એ અહિંસા છે - પૂર્ણ અહિંસા છે. પ્રાણિમાત્ર પ્રત્યે અહિંસક આચરણની ભાવના જૈન વિચારધારાની અનુપમ વિશેપતા છે, તેને અહિંસાનોનો ચરમ ઉત્કર્ષ કહી શકાય. આચારનો આવો અહિંસક વિકાસ તેની અમૂલ્યનિધિ છે. જૈન આચારનો એ મૂળ આધાર છે.

## જૈન ધર્મનો આચાર

જૈનોના આચાર શાસ્ત્રમાં અહિંસાને કેન્દ્રમાં રાખીને જ સત્ય, અસ્તેય બ્રહ્મચર્ય અને અપરિગ્રહનો વિકાસ થયો છે. આધ્યાત્મિક વિકાસમાં બાધક

કર્મ બંધનનો નાશ કરવા માટે અહિંસા તેમ જ સત્ય આદિ મહાવ્રતોની સાધના જરૂરી જ નહીં, અનિવાર્ય છે એમા વ્યકિત અને સમાજ બંનેનુ હિત રહેલુ છે વ્યકિતગત ઉત્કર્ષ તેમ જ સામાજિક ઉત્થાન માટે હિંસાનો નાશ, અસત્યનો ત્યાગ, અનાધિકાર વસ્તુનું ગ્રહણ વાસના પર વિજય અને જરૂરિયાત કરતા વધારે સગ્રહનો ત્યાગ વગેરે સયમનું પાલન જરૂરી છે સયમના અભાવમા અહિંસાનો વિકાસ ન થઈ શકે, પરિણામે આત્મવિશ્વાસ ન રહે આ બધાની સાથે અપરિગ્રહ વ્રત અને વાસના જય વિશેષ ઉપયોગી છે પરિગ્રહને અને આત્મ વિકાસને વેર છે જ્યા પરિગ્રહ હોય ત્યા આત્મ વિકાસ ન હોય, એટલુ જ પરિગ્રહથી આત્માનુ પતન થાય છે એ આસકિતથી વધે છે અને આસકિત વધારે છે શાસ્ત્રોમા આસકિતને જ મૂર્છા કરી છે વ્યકિતગત સામાજિક જીવનમા જેટલી આસકિત વધે છે એટલી જ હિંસા પણ વધે છે એ જ હિંસા માનવ-સમાજમા વિષમતા તેમજ વિષય ભાવ વધારે છે અહિંસા માટે અપરિગ્રહ આવશ્યક છે અને અપરિગ્રહ માટે અહિંસા જરૂરી છે

## અહિંસા અને અનેકાન્ત

જૈન સસ્કૃતિ અને પરપરામા આચાર પક્ષમા જે મહત્ત્વ અહિંસાને છે, વિચાર પક્ષમા તે જ મહત્ત્વ અનેકાન્ત ને છે જે રીતે જૈન વિચારકોએ આચારમાં અહિંસાને પ્રધાનતા આપી છે, તે જ વિચારમા અનેકાન્તને મહત્ત્વ આપ્યુ છે અનેકાન્ત દૃષ્ટિનો અર્થ છે વસ્તુનો સર્વતોમુખી વિચાર વસ્તુમાં અનેક ધર્મ હોય છે તેમાથી કોઈ એક ધર્મનો આગ્રહ ન રાખતા, એકાન્ત દૃષ્ટિ ન રાખતાં અપેક્ષા ભેદ અને વિશેષદૃષ્ટિકોણથી વસ્તુગત બધા ધર્મો સાથ સમાનતા, ન્યાય કરવો, અનેકાન્તવાદ, સ્યાદવાદ અને અપેક્ષાવાદનું કામ છે અનેક ધર્માત્મક વસ્તુના કથન માટે 'સ્યાત' શબ્દનો પ્રયોગ જરૂરી છે સ્યાત્ એટલે કાંઈક, કોઈ કરતા કોઈ એક ધર્મની દૃષ્ટિએ વસ્તુના અનેક ગુણ અથવા ધર્મમાથી કોઈ એક ધર્મ અથવા ગુણનો વિચાર કરાય છે

તે વસ્તુના બીજા ધર્મોનો વિચાર બીજી રીતે થાય આ રીતે જૈન

સિદ્ધાન્ત પ્રમાણે વસ્તુના ધર્મ ભેદથી જ દષ્ટિભેદ ઊભા થાય છે. દષ્ટિકોણના આ અપેક્ષાવાદ અથવા સાપેક્ષવાદ્નું નામ જ સ્યાયવાદ છે. દષ્ટિનું નામ અનેકાન્ત છે અને તે અનેકાન્તાત્મક દષ્ટિ ને વ્યકત કરવા માટે જે સાપેક્ષ ભાષા વપરાય છે તે સ્યાદ્વાદ છે. જેથી પરંપરાના જેટલા વિચાર અને સિદ્ધાન્ત છે તે બધાનું મૂળ આ અનેકાન્તવાદ અથવા સ્યાદ્વાદ છે. ગમે તે સત્યનો વિચાર કરતાં અનેકાન્તવાદનો આ દષ્ટિકોણ યાદ રાખવો જોઈએ. એનો પ્રયોગ જેમ વિચાર પક્ષે થાય છે તેમ જ આચાર પક્ષે પણ થવો જોઈએ. જો આચાર પક્ષે એનો પ્રયોગ કે ઉપયોગ ન થાય તો તે આચાર પણ એકાન્ત બની જાય છે. જેમ એકાન્ત વિચાર મિથ્યા છે. તેમ એકાન્ત આચાર પણ મિથ્યા કહેવાય. માનવ જીવનના આધ્યાત્મ વિકાસના મૂળમાં અહિંસા અને અનેકાન્ત જ છે. અનેકાન્ત વિચાર છે અને અહિંસા આચાર.

## કર્મ અને આચાર

ભારતીય આચાર-શાસ્ત્રનો સામાન્ય આધાર કર્મ-સિદ્ધાન્ત છે. ચેતના શકિત દ્વારા કરાયેલી ક્રિયાનો કાર્ય—કારણ ભાવ, એટલે કર્મ. જે ક્રિયા કે આચાર આ કાર્ય-કારણની પરંપરાને દૂર કરવામાં મદદ કરે તે પવિત્ર આચાર કહેવાય. એ સિવાયના બીજા બધા જ ત્યાજ્ય છે. ભારતીય વિચારકોએ કર્મ-બંધનમાંથી મુકત થવા માટે જ્ઞાન, ભકિત, કર્મ, ધ્યાન તેમ જ તપનો જે માર્ગ કહ્યો છે તે ખરી રીતે યોગ સાધનાનો જ માર્ગ છે. પ્રાચીન સાહિત્યમાં જ્ઞાન, ભકિત, ધ્યાન તેમ જ તપને યોગ કહ્યો છે. અધ્યાંત્મ વિકાસ માટે ચિત્તવૃત્તિનો વિરોધ જરૂરી છે. યોગ, સાધનાની એવી અવસ્થા છે જેમાં ચિત્ત, મન, ઈન્દ્રિયો પોત પોતાના વિષયો માંથી વિરકત થવાનો અભ્યાસ કરે છે. જેમ જેમ યોગની પ્રક્રિયાનો વિકાસ થતો જાય છે. તેમ તેમ સાધક પોતામાં લીન થઈ જાય છે. યોગશાસ્ત્રમાં એને જ સમાધિ અથવા આનંદ કહેવાય છે. આત્માનો સ્વાભાવિક વિકાસ જ વાસ્તવિક સુખ છે. આ સુખ જેને સદા માટે મળી જાય છે તે વ્યકિત

કર્મ બધનમાથી મુક્ત થઈ જાય છે એ જ મોક્ષ છે એ જ નિર્વાણ છે એ જ પરમ શકિત છે, એ જ પરમ પદ છે

## ક્રિયાકાડ અને કર્મ

દર્શન શાસ્ત્રમા મીમાસા દર્શન છે તેમા વિચાર કરતા આચારને ક્રિયાકાડને વધુ વર્ણવ્યા છે સાખ્ય અને યોગ અને વેદાન્ત, વિચાર પણ તેમ જ તત્ત્વજ્ઞાન પર વધુ ભાર મૂકે છે મીમાસા અને વેદાંત બને નામ-ગામે કિનારે છે એક આચારને અને બીજો વિચારને વધુ મહત્ત્વ આપે છે પણ જૈન દર્શન પ્રમાણે બનેનુ સરખુ મહત્ત્વ છે અધ્યાત્મ વિકાસ માટે બનેની સરખી જરૂર છે વિચાર અને આચારમા વિરોધ નથી તેમા સમન્વય હોવો જોઈએ ત્યારે જ આપણી સાધના વિકાસ પામે અને પરિપૂર્ણ થઈ શકે

## બૌદ્ધ પરપરામા આચાર

બૌદ્ધ પરપરાની પ્રણાલિકા પ્રમાણે માનવજીવન બે ભાગમા વહેચાયું છે એક જ્ઞાત—બીજુ અજ્ઞાત બૌધ શાસ્ત્રોમા તેને વિજ્ઞપ્તિ અને અવિજ્ઞપ્તિ કહે છે જ્યારે કોઈ વ્યક્તિ પોતાના અજ્ઞાનને લીધે કોઈની મારફત પાપ કરે છે ત્યારે તેને અવિજ્ઞપ્તિ કર્મ કહેવાય છે જે જાણી જોઈને સમજણ પૂર્વક પાપ કર્યું હોય છે તેને વિજ્ઞપ્તિ કર્મ કહેવાય બૌદ્ધો શીલ અને આચારને પણ બે ભાગમા વહેચે છે વિજ્ઞપ્તિ અને અવિજ્ઞપ્તિ

બૌદ્ધ દર્શન પ્રમાણે પ્રત્યેક ક્રિયાના ત્રણ ભાગ છે ૧ પ્રયોગ, ૨ કર્મપથ, ૩ પૃષ્ઠ, ક્રિયાની તૈયારીને પ્રયોગ કહેવાય. વાસ્તવિક ક્રિયાને કર્મપથ અને અનુગામી ક્રિયાનુ નામ પૃષ્ઠ છે દા ત કોઈને ચોરી કરવાનો વિચાર થાય અને તે પોતાના સ્થાનેથી ઉઠી, ચોરીના સાધનો લે, બીજાને ઘેર જાય ને ઘરમા ઘૂસે, તે ઘરધણીની સપત્તિને શોધે, તેને ઉઠાવી લાવે છે આ બધા પ્રયોગ છે ચોરીનો સામાન લઈ ઘર બહાર નીકળે એ કર્મ પણ છે એને બધા મિત્રોમા વહેચી કર સતાડે છે કર્મ પૃષ્ઠ છે આ

ત્રણે પ્રકારમાં વિજ્ઞિપ્તિ અને અવિજ્ઞપ્તિ રૂપ હોય છે. એટલું જ નહીં પણ એક પ્રકારનો કર્મપથ બીજા પ્રકારના કર્મપથનો પ્રયોગ અથવા પૃષ્ઠ બની શકે છે.

આ પ્રમાણે અન્ય પાપ તથા ક્રિયાઓના પણ ત્રણ વિભાગ કરી શકાય. ખરી રીતે ક્રિયાની આ ત્રણ અવસ્થા છે. આને જ પ્રવૃત્તિના ત્રણ સોપાન પણ કહી શકાય. આવી રીતે કેટકેટલી ક્રિયાના જે ફળ આવે છે તેનું પણ બૌદ્ધ સાહિત્યમાં વિસ્તારથી વર્ણન છે. જૈન દર્શન પ્રમાણે, જૈન આચારનો મૂળ આધાર કર્મવાદ છે. કર્મનો સાધારણ અર્થ કાર્ય-ક્રિયા અથવા પ્રવૃત્તિ થાય છે. મીમાંસા-દર્શનમાં યજ્ઞ અથવા અનુષ્ઠાન તે ક્રિયા કહેવાય છે. પૌરાણિક સાહિત્યમાં વ્રત નિયમને કર્મ કહ્યું છે. યોગશાસ્ત્રમાં કર્મનો અર્થ કર્મયોગ તરીકે ગણ્યો છે.

જૈન પરંપરામાં કર્મ બે પ્રકારના મનાય છે. દ્રવ્ય-કર્મ, ભાવકર્મ, જડ તત્ત્વ જીવ સાથે મળે તે ક્રિયાને દ્રવ્ય કર્મ કહેવાય છે. જૈન દર્શનમાં દ્રવ્ય કર્મને કર્મવાદની એક વિશેષતા લેખવામાં આવે છે. આત્માના રાગ દ્વેષાદિ પરિણામો અથવા વિકલ્પો કે વિકારોને ભાવ કર્મ કહેવાય છે. બીજા શબ્દોમાં આત્માના વિભાવને તથા તે દ્વારા સૂક્ષ્મ ભૌતિક પરમાણુઓને દ્રવ્ય કહેવાય. જૈન દર્શન પ્રમાણે આત્મા અને કર્મનો સંબંધ અનાદિ છે. જીવ, જૂના કર્મોનો ક્ષય કરે છે અને નવાં કર્મોનું ઉપાર્જન કરે છે. એક વાર બધાં કર્મો નષ્ટ થાય તો ફરી નવાં કર્મ આવતાં નથી. કેમકે તે અવસ્થામાં કર્મ બાંધવાના રાગ, દ્વેષાદિ વિકારોની હયાતિ જ રહેતી નથી. આત્માની આવી અવસ્થા - એ સિદ્ધિ-નિર્વાણ અથવા મોક્ષ છે. આત્માનું આ સ્વરૂપ તે જ જૈન દર્શનના ઈશ્વરનું સ્વરૂપ છે. અથવા આત્મા તે જ પરમાત્મા છે.

## કર્મવાદ અને આત્મવાદ

કર્મવાદનો સંબંધ આત્મવાદ સાથે છે. આત્માનો સ્વીકાર કરીએ તો કર્મનો સ્વીકાર કરવો જ પડે. જૈન ધર્મના આચાર શાસ્ત્રમાં કર્મવાદના આધારે

આત્મવાદની પ્રતિષ્ઠા ખૂબ વિસ્તારથી કરવામા આવી છે આત્માનુ લક્ષણ છે ઉપયોગ, ઉપયોગનો અર્થ છે આત્માનો બોધ રૂપ વેપાર આ વેપાર ચૈતન્યનો ધર્મ છે

જડ પદાર્થોમા ચૈતન્યનો અભાવ હોય છે ઉપયોગના બે વિભાગ છે જ્ઞાન અને દર્શન આત્માની દરેક સ્થિતિમા જ્ઞાન અને દર્શન તેની સાથે જ હોય છે કારણ કે આત્મા ક્યારેય ઉપયોગ શૂન્ય હોતો નથી ઉપયોગનો પૂર્ણ વિકાસ એ જીવનનો પૂર્ણ વિકાસ છે એવા પૂર્ણ વિકાસ માટે આચાર અને વિચારની જરૂર છે જ્યારે વિચાર, આચારમા ઊતરે છે તે સાકાર બને છે જૈન દર્શનમા આ સાકાર સ્થિતિને પરિપૂર્ણ વિકાસ માનવામા આવ્યો છે

★ ★



ધર્મ સમાજ માટે છે. જ્યાં સુધી સમાજરચના થઈ ન હતી, ત્યાં સુધી ધર્મ–કલ્પના પણ જાગી ન હતી. માનવ જ્યારે વેરવિખેર હતો; ઘર બનાવ્યું ન હતું – જ્યાં સુધી તેણે પોતાનું કુટુંબ કે પરિવાર બનાવ્યો ન હતો ત્યાં સુધી ક્યાંય સમાજ કે રાષ્ટ્ર ન હતાં. ધીરે ધીરે સમાજ, કુટુંબ અને પરિવાર બન્યાં. સમાજમાં રહીને સમાજના નિયમો પાળવા જરૂરી હતા તે નિયમો જ આપણો ધર્મ થયો. પછી જરૂરિયાત પ્રમાણે તેમાં વખતો વખત પરિવર્તન, પરિવર્ધન અને સંશોધન થયાં. આમ સમાજ બન્યો. અને પછી તેને ધારણ કરનાર ધર્મ પણ આવ્યો. જ્યાં સમાજ હશે ત્યાં ધર્મ તો હશે જ. ધર્મના અભાવે સમાજ ટકી ન શકે. સમાજમાં રહેનાર બધા માણસો પોતપોતાનો ધર્મ પામે તો ચોક્કસ જીવનમાં શાન્તિ, સમૃદ્ધિ, અને બુદ્ધિ પ્રકટે જ. જે સમાજમાં અસંતોષ, સંઘર્ષ અને કુસંપ, અશાન્તિ હોય ત્યાં સુખ–શાન્તિ અને સંતોષ નાશ પામે છે.

### વ્યકિત અને વિશ્વ

સમાજનો સૌથી નાનો ભાગ વ્યકિત છે. કારણ વ્યકિતઓના સમૂહથી કટુમ્બ, પરિવારના સમુદાય, પરિજન અને પરિજનોનું મિલન એ, સમાજ છે. પશુઓના સમૂહને 'સમજ' અને માણસોના સમૂહને સમાજ

કહે છે, સમાજોનું સંગઠન એ રાષ્ટ્ર અને રાષ્ટ્રોનો મેળો એ જ વિશ્વ છે, એક બાજુ વ્યકિત અને બીજી બાજુ વિશ્વ છે એટલે સ્પષ્ટ થાય છે કે વ્યકિત એ જ વિશ્વ છે અને જે કાંઈ વિશ્વ છે તે વ્યકિત છે કુટુમ્બ, પરિવાર, પરિજન, સમાજ, રાષ્ટ્ર અને વિશ્વ આ બધાના મૂળમા વ્યકિત જ છે વ્યકિતને સુધારવી એ સમાજનો સુધાર છે સમાજનો સુધારો એ રાષ્ટ્રનો સુધારો છે અને રાષ્ટ્રનો સુધાર એ આખા વિશ્વનો સુધાર છે ભારતની કરોડો જનતાને અહિંસાવાદી મહાવીરે, વૈરાગ્યવાદી બુદ્ધે અને સત્યાગ્રહ વાદી ગાંધીએ એ જ પાઠ આપ્યો છે તેમણે કહ્યુ તમે સુધરો, જગત, પોતે જ સુધરી જશે

## પરિવાર તેમજ પ્રજાતન્ત્ર

સમાજનુ નાનુ રૂપ પરિવાર છે પરિવાર એક નાનુ સરખું પ્રજાતંત્ર છે તે બધાના કર્તવ્ય અને અધિકારોનું વિભાજન કરે છે બધામા સુન્દર અને મધુર ભાવ પેદા કરે છે ઘરમા સૌથી મોટી સત્તા, માતા–પિતાને હોય છે ભાઈ–બહેન પણ હળીમળીને રહે છે તેનામા કોઈ વખત ઝઘડો પડે તો પહેલા માતા તેમને સમજાવે છે–છતા શાન્ત ન થાય તો પિતાનો નિર્ણય તો બધાએ માન્ય રાખવાનો હોય છે પિતાની નજર અત્યન્ત પ્રેમાળ હોય છે તે બધાના અધિકારોનુ રક્ષણ કરે છે અને બધાના કર્તવ્યનુ વિધાન પણ.

ગૃહજીવનના બગ્રામ પર કર્તવ્યનુ કઠણ છોડુ ચઢેલુ હોય છે પણ અંદર તો મૃદુતા–મધુરતા જ હોય છે કુટુમ્બ અને પરિવાર એક નાનો સરખો સમાજ છે કોઈ પણ પ્રકારના સ્વાર્થને લક્ષ્યમાં રાખી કદી કોઈ ગૃહસ્થી સફળ થયો નથી, અને ન કદી સફળ થશે ગૃહમા એકની સુવિધા બધાની સુવિધા બને છે, અને એમનુ દુ ખ બધાનુ દુ ખ હોય છે ત્યા વૃદ્ધોના યોગનો સત્કાર છે તો તરુણોના ભોગ પર અંકુશ છે, અને તેમના ઉડતા મન પર સયમ પણ ગૃહજીવન સ્વાર્થી જીવન નથી તપસ્યા તેમજ કર્તવ્ય–કર્મની પાઠશાળા છે એકની સાથે બીજાના સુખ–દુ ખ અને

ઉત્તરદાયિત્વ જોડાયેલાં છે. જવાબદારી સંભાળવી એ જ તેમનો ધર્મ છે. જે પરિવારમાં માણસ રહે છે તેના નિયમો પાળવા, તેનો ધર્મ છે. પારિવારિક જીવનમાં સફળ થનાર વ્યકિત જ સામાજિક જીવનમાં સફળ થાય છે. માણસ પોતાની સંસ્કૃતિ અને પરિપદ્ધતિ ત્યારે જ કરી શકે, જ્યારે પોતાની સ્થિતિ, ગૌરવ, અને મહત્તાનું ભાન થાય. સાધારણ બુદ્ધિના માણસો ધર્મનો અર્થ સિદ્ધિ અને ચમત્કાર સમજે છે. સદાચારનો ચમત્કાર તો ઠીક જ છે, પણ તે દેવો પાસેથી વરસનારી વસ્તુ નથી. ચારિત્રનો ચમત્કાર માણસની પોતાની મુઠ્ઠીમાં રહે છે. આ મકાનની એક એક ઈંટ આપણને હાથે ચણવી પડે છે, તો જ પરિવારનું મકાન તેમ જ સમાજનું મકાન રહેવા લાયક બને છે.

## શાન્ત સરોવર

પરિવારના ધર્મ કરતાં મોટો ધર્મ સમાજનો છે. સમાજમાં વ્યકિત અને પરિવાર બંને આવી જાય છે. મનુષ્ય ક્ષેત્ર અહીં વિશાળ અને વ્યાપક બની જાય છે. સામાજિક જીવનની માત્રામાં, હર્ષ અને શોક, સુખ અને દુઃખ તથા શુભ અને અશુભ—અનેક પ્રસંગ આવે છે છતાં જે માણસ તેમાં હારતો નથી, એ એની સ્વસ્થતાનું લક્ષણ છે. મનની સ્વસ્થતાનો અર્થ સમતા અને સ્થિર વિચાર થાય છે. શાન્તિ અને સ્થિર સરોવરની જેમ મનુષ્ય જો પોતાના ઉપાધિમય જીવનમાં શાન્ત રહી શકે તો એ સમાજમાં સૌથી વધુ ધર્મશીલ મનુષ્ય છે. માણસને પોતાના જીવન માટે ત્રણ તત્ત્વની જરૂર છે. જ્ઞાન, કર્મ અને ભકિત. જ્ઞાનથી વિવેક, કર્મથી પુરુષાર્થ અને ભકિતથી નમ્રતા આવે છે. જ્ઞાની ચિન્તન વડે, ભકત સમર્પણ વડે અને કર્મયોગી અનાસકિત વડે જીવનના રહસ્યને જાણે છે. મનુષ્ય સુખ અને શાન્તિ ઈચ્છે છે. કારણ તેને દુઃખમાં રગદોળાવું પસંદ નથી. પણ તેનો માર્ગ તો ઉપર કહ્યો તે વૈજ્ઞાનિક માર્ગ છે. ભૌતિકવાદી વિજ્ઞાન ઘાતક છે. આત્મવાદી વિજ્ઞાન ત્યાગ અને યોગ તરફ વાળી માણસનું ઉત્થાન કરે છે.

પોતાથી નાનાઓ પ્રત્યે વાત્સલ્યભાવ, મોટા પ્રત્યે આદરભાવ એ બન્ને સમાજના મહાન ધર્મ છે ધર્મ, સંસ્કૃતિ અને સભ્યતા એ ત્રણે માટે પરિશ્રમ કરીને યુગે યુગે માણસ તૈયાર થયો હોય છે દાર્શનિક ખલિલ સભ્યતા વિષે લખે છે કે ત્રણ કૂતરા એક સાથે ફરવા નીકળ્યા એકે કહ્યુ કે કૂતરા યુગમા આપણને કેટલું સુખ છે જળ સ્થળમા આપણે ગમે ત્યા જઈએ તો કોઈ આપણને રોકતું નથી બીજાએ કહ્યુ આપણુ સૌન્દર્ય કેટલુ વધી ગયું છે પાણીમા આપણી છબી જુઓ તો ખબર પડે ત્રીજાએ કહ્યુ કે સૌથી વધુ આશ્ચર્યની વાત તો એ છે કે આપણામા કેટલુ વિચારસામ્ય છે એટલી વારમાં સામેથી કૂતરા પકડનાર શિકારી આવ્યો ત્રીજા કૂતરાએ ચીસ પાડીને કહ્યું જલ્દી ભાગો સભ્યતા આપણી પાછળ પડી છે

કવિએ પોતાની કલ્પનાથી આજની સભ્યતા પર કટાક્ષ કરતાં કહ્યુ બધા વિકાસ કર્યો પણ પરાધિનતાની સાંકળ તૂટી નથી માનવ સમાજના ભાવોને વણવવામા ખલિલ જિબ્રાન ને જેટલી સફળતા મળી છે એટલી ભાગ્યે જ કોઈને મળી હશે 'સહાનુભૂતિ અને સ્નેહ' નામની કવિતામા તે લખે છે —"માછલીના આંસુ"

સંસારમાં સૌથી દુખી કોણ છે? જવાબ મળ્યો પાણીમા રહેનાર માછલી કારણ દુ:ખ અને પીડાને લીધે આવતા આંસુ પાણીમા ભળી જાય છે, કોઈને દેખાતાં નથી તેથી તે આપણી સહાનુભૂતિ અને સ્નેહ મેળવી શકતી નથી સહાનુભૂતિના અભાવે રજ જેટલું દુ:ખ પણ પર્વત જેવડુ થઈ પડે છે કવિએ અહીં માછલીના બહાને માનવ સમાજનું વર્ણન કર્યું છે

અંધારમાં પ્રકાશ માણસને રસ્તો બતાવે છે પ્રકાશ વિના ચાલવામા પડી જવાની બીક રહે છે આજનું જનજીવન પણ એક રીતે અંધકારમાથી પસાર થઈ રહ્યું છે જ્યાં સુધી વ્યકિતનું જીવન સત્યમય અને ચારિત્ર ઉજ્જવળ નહીં થાય ત્યાં સુધી સામાજિક જીવન પ્રશસ્ત નહીં બને ડાગ્ય

આજનું જીવન ભૌતિક વસ્તુઓના સંગ્રહ પાછળ વેડફાઈ રહ્યું છે. લોકો પોતાની ઈચ્છા વધારવામાં સુખ માને છે. પણ સુખ ભૌતિક સાધનોમાં નથી, તે તો જીવનને સંયમિત કરવામાં, સત્યનિષ્ઠ કરવામાં છે. જીવનની પવિત્રતા ત્યાગમાં છે–ભોગમાં નહીં.

## સમાજનું કલંક

ભગવાન મિત્રતા – પ્રેમ–કરુણાના અવતાર હતા. યૌવન રૂપ, સત્તા, સંપત્તિ અને પ્રજ્ઞાની સમૃદ્ધિ હોવા છતાં તેઓ પોતાને અને પોતાના કર્તવ્યને ભૂલ્યા નહીં, દાસત્વ અને શુદ્રત્વ – માનવસમાજનું ઘોર કલંક છે. આ વાત સૌથી પહેલાં મહાવીરે કહી હતી. યજ્ઞોનું નાટકી દૃશ્ય તથા સંગ્રહવૃત્તિમાં વધનારા સામૂહિક અનાચારને તેમણે ચેલેન્જ ફેંકી હતી. સ્ત્રી જાતિ પ્રત્યેના દુર્વ્યવહાર પણ દૂર કર્યા. મહાવીર ક્રાન્તિ અને શાન્તિ બંનેના દૂત હતા. તેમણે રૂઢિવાદ દૂર કર્યો. સમાજની અશાન્તિ દૂર કરીને સમત્વ યોગની સ્થાપના કરી.

★ ★

સમાજમા કામ કરનારને નાગરમા બધા સાથે કામ લેવુ પડે છે ત્યારે ઘર્ષણ થવાની ખૂબ સભાવના હોય છે તે સઘર્ષને ટાળવા માટે જીવનના કેટલાક સામાન્ય નિયમ છે જેને ધ્યાનમા રાખવાથી કજીઓ ટળે છે નિયમો આ છે –

૧ કોઈની ટીકા ન કરો દોષ ન બતાવો, સહાનુભૂતિ, સદ્ભાવ અને સ્નેહ કરો

૨ સૌના મિત્ર થઈને રહો, સૌને મિત્ર સમજો, કદી કોઈ સાથે વેર ન રાખો

૩ ગપ્પા બહુ ન મારો, અફવા અને અપવાદ ખબર હોય તોય જાહેર ન કરો

૪ કોઈની ગુપ્ત વાત પચાવવાની તમારામા શકિત ન હોય તો તે જાણવા સમજવાની કોશિશ ન કરો

૫ વિવાદગ્રસ્ત વિષયોમા ન પડો વ્યકિતગત આક્ષેપ ન કરો પ્રતિવાદ પણ પ્રિય હોવો જોઈએ

૬ સૌને પ્રિય અને સૌ સમજી શકે તેવી વાત કરો જે આનદદાયી હોય

## ભકિતથી શકિત

સૌથી મોટી પ્રેમની શકિત છે, પ્રેમને સીમિત ન રાખતા અસીમ થવા દો પ્રેમ સમાજનો સૌથી મોટો ધર્મ છે તેજ માતા છે બીજા ગુણ પ્રેમમાથી જન્મે છે પ્રેમથી ત્યાગ, ઝેર સામે રવાની શકિત, નિર્ભયતા આ બધુ પ્રેમરી થાય છે ભકિતથી અનુશકિત અને તેમાથી શકિત મળે છે ભકિતનો મૂળ આધાર પ્રેમ છે જ્યા પ્રેમ છે ત્યા બધુજ છે, જ્યા પ્રેમ નથી ત્યા સ્વર્ગ પણ નરક બને છે પ્રેમને વશ થઈ, રામે શબરીના બોર ખાધા હતા કૃષ્ણે છોડા ઉપાડ્યા, મહાવીરે બાકળા ખાધા, શબરી, સુદામાની પત્ની અને ચદનબાળા–પોતાના શુદ્ધ પ્રેમથી પોતાની ભકિતને આધારેજ ઈતિહાસમા અજર–અમર થયા વ્યકિત ભલે કુટુમ્બ, પરિવાર, સમાજ, રાષ્ટ્ર અને વિશ્વ, ગમે ત્યા હોય પણ સર્વત્ર પ્રેમ, સ્નેહ, સદ્ભાવ અને સહયોગ ની જરૂર છે અને એજ વસ્તુત સમાજનો વાસ્તવિક ધર્મ છે

* *

# સાહિત્ય અને સાહિત્યકાર



સાહિત્ય માનવ મસ્તિષ્કની એક વિશેષ સંપત્તિ છે. જે દિવસે માણસે પહેલી વાર વિશ્વના આ રહસ્ય વિષે વિચાર્યું હશે અને તે વિચારને પહેલી વાર લિપિબદ્ધ કર્યો હશે. તે દિવસે માણસ સાહિત્યકાર બન્યો હશે. આ અસીમ વિશ્વની પ્રથમ રચના કયા કવિએ કે દાર્શનિકે કરી તે વિષે કાંઈ કહેવું સંભવ નથી – ઈતિહાસ પણ એનો સાક્ષી નથી. સાહિત્ય શું છે? એના જવાબમાં કહ્યું છે કે સાહિત્ય માનવ જાતિનાં દિમાગ અને હૃદય છે, જે તેના અનુભવ, વિચાર તથા જ્ઞાનનું સમષ્ટિ રૂપ છે. એક વિદ્વાને સાહિત્ય એટલે વિચારશીલ માણસોની અમર અભિવ્યકિત કહ્યું છે, સાહિત્યકારની કૃતિઓમાં તો યુગની સમશ્યાનો ઉલ્લેખ જ નહીં, પણ તેના માર્ગ-દર્શનનો પ્રયાસ પણ હોય છે. આજનો સાહિત્યકાર 'સત્યં, શિવં, સુન્દરં'ના મહાનઆદર્શને ભૂલી ગયો છે. ખરી રીતે સાહિત્ય ભૌતિક જીવનની પ્રતિ લિપિ અથવા ફોટોગ્રાફીનો કૅમેરા નથી. કૅમેરો યથાર્થ ચિત્ર જ ખેંચી શકે. પણ તેમાં વિવેક નથી હોતો. જ્યારે સાહિત્યકારમાં–સર્વ સાધારણમાં વધુ વિવેક હોય છે. સાહિત્યકાર જીવનનું યથાર્થ ચિત્ર તો ખેંચે છે પણ સાથે સાથે જે ચિત્ર હોવું જોઈએ તે પણ બતાવે છે.

### આદર્શવાદ અને યથાર્થવાદ

સાહિત્યમાં બે વાદ પ્રચલિત છે, આદર્શવાદ અને યથાર્થવાદ. આદર્શ

વાદ જીવન માટે જરૂરી છે અને યથાર્થવાદ પણ સાહિત્યના જીવનની શકિત છે કેવળ આદર્શવાદ કે યથાર્થવાદ સાહિત્ય ક્ષેત્રમા કદી સફળ ન થઈ શકે આદર્શમૂલક, યથાર્થવાદ અને યથાર્થમૂલક આદર્શવાદની આપણને જરૂર છે ટૂકમાં મોટી કલ્પના માત્ર રહે, એવા આદર્શવાદની જરૂર નથી અને એવા યથાર્થવાદની પણ જરૂર નથી જે અશુભ માર્ગે વળી કુરુચિ ઉત્પન્ન કરે બનેનો સમન્વય જરૂરી છે આદર્શવાદ ગતિશીલ છે તો યથાર્થવાદ ગતિનો આધાર છે હિન્દીના પ્રસિદ્ધ સમાલોચક શ્રી સગાપ્રસાદ પાડેના શબ્દોમા કહીએ તો –

"સૂર્યોદય કેવળ કમળને વિકસાવવા જ નહીં પણ સમસ્ત સૃષ્ટિને ચૈતન્ય આપવા પણ તેનો ઉદય થાય છે " સાહિત્ય સૂર્યોદય આવી જ રીતે કેવળ કોઈ એક પક્ષને વિકસિત કરવા નથી આવતો પ્રાણી માત્ર તેનાથી આનન્દિત થાય છે

### નેહરુના વિચાર

પડિતજીએ એક વાર કહ્યું હતુ કે દેશના નિર્માણની જવાબદારી ખરી રીતે બે પ્રકારના માણસો પર છે, સાહિત્યકાર અને એન્જિનિયર બીજા જેઓ ઑફિસમા કામ કરે છે તેમની એટલી બધી ઉપયોગિતા નથી ઉકત બને પ્રકારના માણસો દેશની ઉન્નત્તિની નિશાની છે સાહિત્ય અને સસ્કૃતિનો દેશની ઉન્નત્તિમા આગળ પડતો ભાગ છે જો દેશ એ તરફ ધ્યાન ન આપે અને ધન–દૌલત કમાવામા પડી જાય તો દેશની પ્રતિષ્ઠા પૂરી થઈ જાય છે સાહિત્યના સબધમા અગ્રેજ કવિ મિલ્ટને કહ્યું છે કે "તમે મને કોઈ દેશની ભાષા શીખવો, તે દેશમા ગયા વિના કહીશ કે તે દેશના લોકો કેવા છે? સકુચિત મનના છે, બળવાન છે કે કમજોર કારણ સાહિત્ય અને ભાષા, દેશનું દર્પણ છે " સાહિત્ય વિષે આથી સુન્દર વિચાર બીજા શા હોય?

### સાહિત્ય અને આદિત્ય

એક કવિએ પોતાની કવિતામાં સાહિત્યને સૂર્ય કહ્યો છે જેમ સૂર્ય

સૃષ્ટિનો અન્ધકાર દૂર કરે છે તેવી જ રીતે સાહિત્ય પણ સમાજ અને રાષ્ટ્રના અજ્ઞાનને દૂર કરે છે. કવિએ કહ્યું છે :–

अन्धकार है वहां जहा आदित्य नही है।
मुर्दा है वह देश जहाँ साहित्य नही है।

જર્મનના મહાન કવિ તેમ જ સાહિત્યકાર ગેટેએ કહ્યું છે :–"સાહિત્યની પડતી રાષ્ટ્રની પડતી છે. પડતીમાં તેઓ બંને પરસ્પર સાથી છે." અનન્ત ગોપાળ શેવડે એ કહ્યું છે: રાજનીતિ ચંચળ છે. ક્ષણભંગુર છે–પરન્તુ સાહિત્ય ચિરસ્થાયી છે. મંગળ છે. તેના આધારભૂત મૂલ્યોની કદી ક્ષતિ નથી થતી."

સાહિત્યકારે દેશની સીમાઓમાં જ ન પડી રહેતા વિશ્વને નજીક લાવવાનું છે. સાહિત્યકારે પોતાનાં સ્વપ્ન સાકાર કરવાનાં છે. સાહિત્યકારની રાષ્ટ્રીયતા અને ધર્મ માનવતા છે. તેનું કામ માણસને માણસની નજીક લાવવાનું છે. માણસમાં માણસાઈ પ્રગટાવવાનું છે, સાહિત્યકારને સીમાનું બંધન નથી. તેનું જીવન તપોમય છે. સત્યને પ્રગટ કરનાર સાહિત્યકાર છે. સાહિત્યકારે જનતાના હૃદયના સ્પન્દનની સાથે રહેવું જોઈએ. તે દીપક જેવો છે. જે બળીને બીજાને પ્રકાશ આપે છે.

### મીણબત્તી અને અગરબત્તી

એક કવિ મીણબત્તીના મંદ પ્રકાશમાં ઘરને ખૂણે કવિતા લખતો હતો. પાસે અગરબત્તી પણ હતી. મીણબત્તીના પ્રકાશે અને અગરબત્તીની સુગંધે તેના મન અને દિમાગને પોતાના તરફ ખેંચ્યા. કવિએ મીણબત્તી અને અગરબત્તીને પૂછયું. તમે બંને બળીને પોતાનો નાશ શા માટે કરો છો? મીણબત્તીએ કહ્યું, બળવું મારો ધર્મ છે. બળીને પ્રકાશ આપવો મારો સ્વભાવ છે. અગરબત્તીએ કહ્યું, હું બળી બળીને આ ઘરના વાતાવરણને સુગંધિત કરું છું. એ જ મારો ધર્મ અને મારું કર્તવ્ય છે. તે બંનેએ તે કવિને જે સંયુકત ઉત્તર આપ્યો તે આ છે:

"बहारे लुटादी जवानी लुटा दी।
तुम्हारे लिए जिन्दगानी लुटा दी।।"

## સાહિત્યકાર અને ચિત્રકાર

સાહિત્યકાર એક રીતે ચિત્રકાર જ હોય છે કારણ તે પોતાની કલમને શાહીમા ડુબાડીને જીવનના બહુરંગી ચિત્ર ભાષાના માધ્યમ દ્વારા ઉપસ્થિત કરે છે તે દેશ અને કાળની સીમાઓ પાર કરી વિશ્વવ્યાપી બને છે મધ્ય પ્રદેશની ક્ષિપ્રા નદીના કિનારે બેસી કાળીદાસે પોતાના 'મેઘદૂત' કાવ્યમા સુન્દર અને મધુર ચિત્ર તે વખતે લખ્યા હતા તે યુગના જ ન રહેતા વિશ્વવ્યાપી—અવકાલીન બન્યા છે કવિ, ચિત્રકાર અને દાર્શનિક કદી પોતાના યુગના બધનમા નથી રહેતા, તેમની પ્રતિભા વર્તમાનમા રહેવા છતા અનન્ત, અનાગતની કલ્પનાથી સુન્દર કાવ્ય, ચિત્ર આદિ તત્ત્વો-ને પ્રગટ કરે છે આ દૃષ્ટિએ કહી શકાય કે સાહિત્યકાર પોતાની સાહિત્ય સૃષ્ટિનો બ્રહ્મા છે અને વિષ્ણુ છે જે સાહિત્ય સૃષ્ટિનું ઉત્પાદન કરે છે અને તેનું પ્રતિપાદન પણ કરે છે સાહિત્યકારનું સાહિત્ય ભવિષ્યની પ્રજાને ઘડશે આ રીતે સાહિત્યકાર સમાજ તેમજ રાષ્ટ્રનો નિર્માતા પણ કહેવાય છે સાહિત્ય લખવુ એ કેવળ એક ધધા તરીકે પ્રસિદ્ધના સાધન તરીકે સમજવુ એ અમૂલ્ય મોતીને પત્થરને ભાવે વેચવા જેવુ છે એની જવાબદારી અત્યન્ત ગભીર અને વ્યાપક છે દેશનું તેજસ્વી સાહિત્ય તેના તેજસ્વી જીવનનું પ્રતીક છે આ પાવન પ્રતીકોથી જ દેશ આગળ વધે છે

## ભાષા અને સાહિત્ય

પડિત જવાહરલાલ નહેરૂજીએ એકવાર એમના ભાષણમાં કહ્યુ હતું-"માનવ અને પશુમા ફરક છે પશુને કોઈ વાત યાદ રહેતી નથી, કારણ તેની ભાષાનું કોઈ સાહિત્ય નથી. પણ માનવજાતિએ પોતાના વિ [illegible] સ્થિર કરવા માટે ભાષા અને સાહિત્યની શોધ કરી છે [illegible] વિમ [illegible] માર્ગે લઈ જવાની સાહિત્યમા શક્તિ છે" સાહિત્ય [illegible] મધુર સંગીત છે

સાહિત્ય જીવનમાંથી રસાઈને જીવનને બ [illegible] [illegible] અપાર શક્તિ છે શબ્દને [illegible] છે સાહિત્યમાં [illegible]

સાહિત્ય અને

મૂર્તિ છે. સાહિત્ય શાસ્ત્ર પણ છે અને શસ્ત્ર પણ છે. તેમાં અપાર બળ છે. અપાર વિવેક છે. સાહિત્ય અને સાહિત્યકારના સંબંધને કોઈ સાથે સરખાવી ન શકાય. પણ એટલું કહી શકાય કે યુગ યુગના સાહિત્યકારોએ પોતાના યુગની કરોડો જનતાને જે સાહિત્ય આપ્યું છે તે આજે જીવે છે અને જીવિત રહેશે. સાહિત્યકાર આવે છે અને જાય છે. પણ તેનું સાહિત્ય સદા અખૂટ અને અમર બની જનતાની ચેતના પર સુરક્ષિત રહે છે.

★ ★

# રાષ્ટ્રનું સ્વરૂપ



જે ધરતી પર માણસે જન્મ લીધો છે અને જેના અન્નજળથી તે પોષાયો છે તે ધરતી પ્રત્યે જીવનની છેલ્લી ઘડી સુધી નિષ્ઠા અને વફાદારી રાખવી તેનું જ નામ રાષ્ટ્રીયતા. સામાજિકતાની સાથે સાથ જ રાષ્ટ્રીયતાનો પણ વિકાસ થયો છે. રાષ્ટ્રમાં રહી તે પ્રત્યે બેવફા રહેવું અને રાષ્ટ્રીયતાને આદર્શ ન માનવો એ દુનિયાનું સૌથી મોટું પાપ છે. રાષ્ટ્રીયતા આકાશમાંથી આવનારો ધર્મ નથી. તે તો માણસના જન્મ સાથે જ પ્રકટે છે.

જે સમાજ જેટલો વધુ રાષ્ટ્રીય હોય છે તે તેટલો જ મહાન ગણાય છે. ભારતના કરોડો માનવ પુત્રોથી [illegible] ગાંધીએ નવું ચેતન અને સ્ફૂર્તિ આપ્યા. પરિણામે આપણા જેવાં જ રાષ્ટ્ર સ્વતંત્ર બન્યું. આ સ્વતંત્ર ભારતની રાષ્ટ્રીયતાનું સન્માન કરવું એ દરેક નાગરિકનું કર્તવ્ય જ નહિ પણ ધર્મ છે. ભારતના ગૌરવ નવલકથાકાર પ્રેમચંદજીએ એક વાર કહ્યું હતું.

"જેમણે રાષ્ટ્રનું નિર્માણ કર્યું છે તેમની કીર્તિ અમર રહેશે." આ એક જ વાક્યમાં રાષ્ટ્રીયતાનું સ્વરૂપ ઘણી કુશળતાથી વર્ણવ્યું છે. પાશ્ચાત્ય જગતના મહાન વિચારક [illegible] કહ્યું હતું "વિવેકપૂર્ણ સાચો તરીકો માનવ

સમુદાય અસંખ્ય મૂર્ખોના ટોળાં કરતાં સારો છે." જે રાષ્ટ્રે પોતાનું સ્વરૂપ ઓળખી લીધું તે જ સાચી રાષ્ટ્રીયતા મેળવવાનો અધિકારી છે." સરદાર પટેલે દેશના લોકોને સાવધાન અને સજાગ કરતાં કહ્યું હતું "પોતાના વિચાર તથા દેશનું હિત, બેમાંથી કોઈને પસંદ કરવું અને જાણવું ઘણીવાર અઘરું છે. કોઈ વાર એવો વખત પણ આવે છે જ્યારે બહુજનહિતાયને પોતાના વિશ્વાસુઓને પણ છોડવા પડે છે." સર્વોદયના પ્રખર પ્રચારક શ્રી વિનોબાજી એ કહ્યું છે, "જે રાષ્ટ્રમાં ચારિત્ર્ય નથી તે કોઈ યોજના પાર ન પાડી શકે. જે રાષ્ટ્રનો વેપાર અસત્ય પર ચાલતો હોય તેનું શીલ નષ્ટ થયું સમજો."

યુનાનના મહાન દાર્શનિક સુકરાતના મુખ્ય શિષ્ય પ્લેટોએ કહ્યું હતું. "પોતાના દેશ કરતાં બીજો કોઈ નજીકનો સંબંધ નથી."

## વાસુદેવશરણ અગ્રવાલ

ભારતીય સંસ્કૃતિના વ્યાખ્યાતા શ્રી વાસુદેવ શરણ કહે છે: "ભૂમિ, ભૂમિ પર રહેનાર માણસ અને તેની સંસ્કૃતિ આ ત્રણેના યોગથી રાષ્ટ્રનું સ્વરૂપ બને છે. પૌરાણિક સાહિત્ય પ્રમાણે ભૂમિનું નિર્માણ દેવોએ કર્યું છે તે અનન્તકાળથી છે. તેનું ભૌતિક સ્વરૂપ સૌન્દર્ય, અને સમૃદ્ધિ પ્રત્યે સચેત થવું એ આપણી જરૂરી ફરજ છે. ભૂમિના પાર્થિવ સ્વરૂપ માટે આપણે જેટલા વધુ જાગૃત હઈશું તેટલી જ આપણી રાષ્ટ્રીયતા બળવાન હશે. આ પૃથ્વી સાચા અર્થમાં સમસ્ત રાષ્ટ્રીય વિચારધારાની જનની છે. પૃથ્વી સાથે ન જોડાયેલ રાષ્ટ્રીયતા નિર્મૂળ હોય છે. જેટલી જડ મજબૂત હશે તેટલી રાષ્ટ્રીયતા વધુ વિકસશે. તેથી પૃથ્વીના ભૌતિક સ્વરૂપની આદિથી અન્ત સુધી જાણકારી તેનું સૌન્દર્ય ઉપયોગિતા અને મહિમા ઓળખવો એ જરૂરી ધર્મ છે."

## ધરતી વસુન્ધરા છે

પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં ધરતીને વસુન્ધરા કહી છે. વસુ એટલે

આ યુગના મહાન કવિ દિનકરે પોતાના રાષ્ટ્રદેવ પ્રત્યે જે અખૂટ શ્રદ્ધા વ્યક્ત કરી છે તે આમ છે.

"जलता है मव और यही अभिमान तुम्हारा,
जगमे है जो दाह इमी गौरव का फ़ल है।
राष्ट्र देव! वह भी लेता है नाम तुम्हारा।
खीच रहा जो शक्ति-सुन्दरी का आंचल है।"

વ્યકિત પોતામાં જ સીમિત હતો એવો એક યુગ હતો. પોતાને સર્વસ્વ સમજતો. તેના બધા વિચાર અને પ્રયત્ન પોતા માટે રહેતા. તેની બધી ખટપટ પોતા માટે જ હતી. ભૂખ લાગી ખાઈ લીધું, તરસ લાગી પી લીધું. થાક લાગ્યો સૂઈ ગયો, અને આમતેમ રખડી પોતે મૌજ માણી લીધી એ સિવાય તેના જીવનનું કોઈ લક્ષ ન હતું. પછી એક યુગ આવ્યો, જ્યારે વ્યકિતએ પરિવાર બનાવ્યો. અને તેને લઈને બેસી ગયો. તેની મમતાનું કેન્દ્ર હવે પોતા પરથી ખસીને પરિવાર સુધી પહોંચ્યું. આગળ વધીને પરિવારમાંથી સમાજ બની ગયો. હવે કેવળ એક પરિવારને જ નહીં હજારો પરિવારને પોતાનો માનવા લાગ્યો. આ માનવજીવનની સામાજિકતાનું રૂપ છે. જ્યારે માણસે ધીરેધીરે વિકાસ કરતાં પોતાની આજુબાજુના પરિવારો સાથે મળીને સમાજનું રૂપ આપ્યું.તે વખતે પોતા વિષે વિચારવાની જે સ્થિતિ હતી તે - પરિવાર સુધી જ નહીં પણ સમાજવ્યાપી બની.

સમાજના સુખદુ:ખ મારા પરિવારના નહિ, આખા સમાજના છે એ વિચારશકિત તેમાં આવી, જો સમાજ સુખી છે તો પરિવાર સુખી છે. જો પરિવાર સુખી છે તો વ્યકિત પણ સુખી છે. આ રીતે માણસે ધીરેધીરે આગળ વધતાં સમાજ સાથે રડતાં અને સમાજ સાથે હસતાં શીખ્યો. જ્યારે સમાજ સાથે રડવાની જરૂર જણાઈ ત્યારે તેના આંસુમાં આંસુ ભેળવ્યાં અને સમાજની ખુશીમાં ખુશ થવા લાગ્યો. આ રીતે સમાજ ઊભો થયો. અને સમાજના વિકાસ સાથે માનવીય ભાવનાઓનો પણ વિકાસ શરૂ થયો.

જ્યા સુધી પરિવાર અને સમાજનો વિકાસ થયો ન હતો ત્યાં સુધી માણસ પોતાને પરિપૂર્ણ સમજતો હતો પરિવારમા પકડાયેલા એ તે પરિવારને જીવનની સીમા માની આગળ વધતા પરિવારમાથી સમાજની ખુલ્લી હવામા આવી ગયો પણ ત્યા જ માણસના વિચાર પૂરા ન થયા તે વખતના વિચારશીલ માણસોએ કહ્યુ "માનવ! અહીં જ તારો વિકાસ અને વિસ્તાર પૂરા નથી થતા તું ચાલતા ચાલતા અહીં સુધી આવ્યો, પણ તારા જીવન નાટકનો અભિનય હજી પૂરો નથી થયો" અને ત્યારે અનેક સમાજનુ એક રાષ્ટ્ર બનાવવાની ભાવના ઊભી થઈ રાષ્ટ્ર બનતા માણસે નાના નાનાં સમાજમાથી એક રાષ્ટ્ર અને એક રાષ્ટ્રીયતાની ભાવના વિષે વિચારવુ શરૂ કર્યું આ ભૂમિકાએ આવતા માણસનું મગજ એટલુ વિશાળ બન્યુ કે તેણે આખા રાષ્ટ્રના સુખદુ ખને પોતાના સુખદુ ખ માન્યા અને આખા રાષ્ટ્રના વિકાસને પોતાનો વિકાસ ગણ્યો તે તમે જોયું

આજના માણસ કરતા આદિ યુગનો માણસ ચિન્તનમા કદી પાછળ નથી રહ્યો આજના અને આદિ યુગના માનવનિર્મિત સાધનોમા ફરક હોવા છતા તેની રાષ્ટ્રીયતા અને સામાજિકતામા અણુમાત્ર ફેર રહ્યો નથી શરૂથી માણસની વિચારદિશા એક જ રહી છે આપણે જોયુ કે માણસ વ્યષ્ટિથી સમષ્ટિએ કેવી રીતે પહોચ્યો? માનવના લાબા ઈતિહાસની આ એક સામાન્ય રૂપરેખા છે વ્યકિત વ્યકિત મટી સમષ્ટિ બને છે ત્યારે જ તેમા રાષ્ટ્રીયતાનો વિકાસ થાય છે માનવજાતિએ જેનો ધીરેધીરે વિકાસ કર્યો એ રાષ્ટ્રીયતા છે શું? અને તેનો અન્તિમ વિકાસ અને પરિણામ શુ હશે? આપણે રાષ્ટ્રીયતાની આગળ વધીને એક બીજી કલ્પના પણ કરી છે જેને વિશ્વાત્મા કહેવાય છે જે વ્યકિત એકાત્મા ન રહેતા વિશ્વાત્મા બને છે તેને માટે એક રાષ્ટ્રની રાષ્ટ્રીયતા પણ બધન રૂપ હોય છે ભારતની મહાન વિભૂતિ મહાવીરે અને બુદ્ધે જગત આગળ વિશ્વાત્માનો આજ

આદર્શ રાખ્યો છે. મહાવીરે કહ્યું, વ્યક્તિ શાંત છે જ્યાં સુધી તે બંધનમાં છે જ્યારે તે અનંત બને છે ત્યારે કોઈ જાતનું બંધન રહેતું નથી. વિશ્વાત્મા અને વિશ્વ-બન્ધુત્વની આ મધુર ભાવના કલ્પના જ્યારે આકાર બને છે. ત્યારે આપણે સૌના થઈએ છીએ. આ વિષે કવિ દિનકરે સુન્દર કહ્યું છે:

"तुम जिसे मानते आये हो,
उद्देश्य सभी से अच्छा है।

जनमें हो जहां, जगत भर में,
वह देश सभी से अच्छा है।"

## આચાર્ય શંકર

અદ્વૈતવાદના સ્થાપક શંકરાચાર્યને કોઈએ પૂછ્યું—તમે કોણ છો? ક્યાંના વતની છો?' શંકરાચાર્યે હસતાં કહ્યું:

હું માણસ છું, ત્રણેલોક મારો દેશ છે. આ કથનમાં ભગવાન મહાવીરના કથનનું અનુકરણ છે. જેમાં તેમણે વિશ્વાત્મા અને વિશ્વબંધુત્વનું રૂપ કહ્યું હતું. જ્યાં સુધી માણસ વિશાળ અને વિરાટ નહીં બને ત્યાં સુધી વિશ્વ-બંધુત્વની ભાવના નહીં પામી શકે.

## માતૃભૂમિની મર્યાદા

જ્યાં આપણે જન્મીએ રહીએ છીએ, તે ભૂમિ આપણું રાષ્ટ્ર છે. ભૂમિ હોય પણ ત્યાં રહેનાર ન હોય તો રાષ્ટ્રની કલ્પના કરી ન શકાય. ધરતી અને તે પર રહેતા મનુષ્ય બંને મળીને જ રાષ્ટ્ર બને છે. તે પર રહેનાર માણસોને લીધે જ ભૂમિને માતૃભૂમિ કહેવાય. પૃથ્વી માતા છે, આપણે બધા તેના પુત્ર છીએ. રાષ્ટ્રીયતા વિષે વિચાર કરતાં રાષ્ટ્રના ધર્મ, રાષ્ટ્રની સંસ્કૃતિનો પણ વિચાર કરવો પડે છે. ભારત—રાષ્ટ્રની સંસ્કૃતિનો મૂળ આધાર, રામની મર્યાદા, કૃષ્ણનો કર્મયોગ, મહાવીરની અહિંસા અને અનેકાન્ત, બુદ્ધની

કરુણા અને વૈરાગ્ય, તથા ગાંધીનો સત્યાગ્રહ જ ભારતની સાચી રાષ્ટ્રીયતા છે એ જ એની સાચી સંસ્કૃતિ અને સભ્યતા છે કોઈ પણ રાષ્ટ્રની રાષ્ટ્રીયતાનો આધાર તેના પોતાના જ આચાર-વિચાર હોઈ શકે યુગ યુગથી ચાલી આવતી ભારતની રાષ્ટ્રીયતાનુ સન્માન કરવુ પ્રત્યેક ભારતીનો ધર્મ તેમ જ કર્તવ્ય છે

★ ★



યોગશાસ્ત્રમાં તથા મનોવિજ્ઞાનમાં ચિત્તવૃત્તિ તથા મનની શકિતઓનું બહુ સુન્દર વર્ણન કરવામાં આવ્યું છે. મનુષ્યની ઉન્નત મનોશકિતનું બીજું નામ આત્મતેજ છે. સંસ્કૃત ભાષામાં જેને તેજસ્ ઓજસ્ તથા વર્ચસ્ કહ્યાં છે. વસ્તુતઃ તે એક પ્રકારની માનસિક ઈચ્છાશકિત જ. છે. આજનું મનોવિજ્ઞાન તેને (Will power) ઈચ્છાબળ કહે છે. તેજસ્વી મનુષ્ય ચુમ્બક જેવો છે. તેમાંથી આકર્ષણનો તરંગ રસમય નીકળે છે જે વ્યકિત તેની પાસે જાય છે તે મુગ્ધ થઈ જાય છે અને તેના વિચારની લહેરમાં ભળી જાય છે.

ઘણીવાર એવું જોવામાં આવે છે કે, કોઈ પ્રભાવશાળી ભાષણ કરનાર, શ્રોતા વર્ગને પોતાના વિચારના કરી મૂકે છે. જે પાછળથી માલ વગરનો વિચાર માલુમ પડે છે. એ કેમ થાય છે? સાંભળનાર, બોલનારની ઈચ્છાશકિતથી પ્રભાવિત થઈ જાય છે. જ્યારે એમ બને છે ત્યારે સાંભળનાર પોતે વિચારવા કે સમજવા અસમર્થ થઈ જાય છે. પોતાની ઈચ્છાશકિત ગૌણ થઈ જાય છે. એક પ્રબળ ઈચ્છાશકિતવાળો એક નિર્બળ મનુષ્યને કહે કે તારો હાથ બળી રહ્યો છે તો, ખરેખર, તે વ્યકિતને પોતાનો હાથ બળતો હોય તેવો અનુભવ થાય છે. આત્મતેજનો મહિમા અપાર છે.

મનુષ્ય પોતાની આ ઓજસશક્તિને અભ્યાસ વડે ખીલવીને અદ્ભૂત કાર્ય કરી બતાવી શકે છે જેને આપણી રોજિંદી ભાષામા ચમત્કાર કહીએ છીએ એ ખરેખર તો ઈચ્છાશક્તિનો જ ખેલ છે બીજુ કંઈ નથી યોગીઓ પાસે ઈચ્છાશક્તિ (Will power) પ્રબળ રૂપમા હોય છે

## સ્વામી દયાનન્દ

એક વાર તેઓ પોતાના ભાષણમા મૂર્તિપૂજાનુ જોરથી ખંડન કરી રહ્યા હતા એમની દલીલો એટલી કડક હતી કે સમગ્ર શ્રોતા વર્ગ સ્તબ્ધ બની જતો સભામા હાજર રહેલા પંડિતો કાંઈ બોલી શકતા નહીં એક કરણસિંહના નામનો રજપૂત જેને મૂર્તિપૂજામા અડગ શ્રદ્ધા હતી, તે આ બધુ સાંભળીને પોતાનો સ્વભાવ ખોઈ બેઠો તલવાર ખેંચી અને જોરથી બોલ્યો સન્યાસી આ મારી તલવાર તારુ માથુ ઉડાવી દેશે

સ્વામીજીએ ભાષણ કરતા કરતા તે વ્યક્તિ તરફ પોતાની ઉગ્ર નજર ફેંકી તે રજપૂતમા ઉત્પન્ન થયેલો ક્રોધ શાન્ત થઈ ગયો, તેની તલવાર પડી ગઈ અને તે શક્તિહીન બની, નીચુ મો કરી બેસી ગયો સ્વામીજીએ પડકારતા કહ્યુ, ક્ષત્રિયની તલવાર લોહી પીધા વિના મ્યાન પાછી થઈ ગઈ તેનો મને અફસોસ છે હુ સન્યાસી છુ ગર્દન ઊડી જાય તો પણ કદી પરવાહ કરતો નથી તમે રજપૂત હો તો આવો, આગળ વધો, તમારા ક્ષત્રિય ધર્મનુ પાલન કરો સ્વામીજીને જોતા જ તે ઠંડોગાર થઈ ગયો હતો બ્રહ્મ તેજ સામે ક્ષાત્ર તેજ જમીનદોસ્ત થયુ આ સ્વામીજીની માત્ર ઈચ્છાશક્તિનો ચમત્કાર જ હતો યોગીઓમા આવી અદ્‌ભુત શક્તિ હોય છે, તેની સામે કોઈ ઊભો રહી શકતો નથી

## નેપોલિયનની ઈચ્છાશક્તિ

એક વાર યુદ્ધ ક્ષેત્રમા નેપોલિયન શત્રુઓથી ઘેરાયો અને એકલો પડી ગયો છતા, તે ભયભીત થયો નહીં અને પોતાની ઈચ્છાશક્તિ વડે શત્રુઓની સેના સામે ઉગ્રતાથી આગળ વધતો હતો નજીક જતાની સાથે

તેણે આગ વરસાવતાં નેત્રોથી શત્રુને જોયા તો બધા સૈનિકો તેને અભિ-નંદન આપતાં એક જ સ્વરે બોલ્યા: 'તું અમારો સમ્રાટ છો, અમે તારુ સ્વાગત કરીએ છીએ અને અભિનંદન આપીએ છીએ. શત્રુની સેનાના સેનાપતિઓ ભાગી રહ્યા હતા અને વિજેતા પરાજિત થઈ ગયો. નેપોલિયન જે આદેશ આપતો તેનું પાલન આખી સેના કરતી હતી આ એક ઈચ્છા-શકિતનો અનોખો દાખલો ઈતિહાસમાં મળે છે. વાસ્તવમાં વાત એમ છે કે, હજારો દુર્બળ ઈચ્છા ઉપર એક પ્રબળ ઈચ્છાશકિત વર્ચસ્વ ભોગવે છે. હિન્દુસ્તાનના ઈતિહાસની એક વાત છે કે, સરદાર હરિસિંહ નલવાએ કાબૂલના પઠાણો પર આવો જ પ્રભાવ પાડયો હતો.

શિવાજી અને ગુરુ ગોવિંદ સિંહમાં પણ આવી જ ઈચ્છાશકિત હતી. ગાંધીજી અને તિલક મહારાજે પણ પોતાની પ્રબળ માનસિકશકિતના પ્રભાવે સુતેલા ભારતની કરોડોની જનતાને જાગ્રત કરી હતી. ઈચ્છાશકિતના અભાવે માણસ કાંઈ કરી શકતો નથી. રામ, કૃષ્ણ, મહાવીર અને આચાર્ય શંકરે પણ આવી જ પ્રબળ ઈચ્છાશકિત અને યોગશકિત વડે ભારતની કરોડોની જનતાને પ્રભાવિત કરી હતી અને પોતાના વિચારોનો પ્રચાર કર્યો હતો.

મનુષ્યની મનની શકિત ઘણી તીવ્ર હોય છે. હજારો ઘોડા કરતાં પણ તીવ્ર શકિત ધરાવનાર રેલનું એન્જીન મનની તેજી સાથે નથી દોડી શકતુ. મનુષ્યનું મન એક ક્ષણ પણ ચૂપ રહેતું નથી. મનની ચંચળતાને વશ કરવાની ક્રિયાને જ યોગનો અભ્યાસ કહેવાય છે. મનને વશ કરી પોતાની ઈચ્છાનુસાર તેની પાસે કામ લેવું તે યોગ છે. યોગની સિદ્ધિ અને ઉપલબ્ધિ મનુષ્યની પ્રબળ ઈચ્છાશકિતનું જ પરિણામ છે.

## મનની એકાગ્રતા

બે રીતે મનની એકાગ્રતા સાધી શકાય છે. એક તો નવી અને સારી દિશામાં મનને રોકવું. અને બીજું અધ્યાત્મ ભાવોનું ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરીને. યાદ રાખો તમારા મનની શકિત અનંત છે. તે અહીં તહીંના

વિભાગે અને વિકલ્પોમાં વિખેરાઈ જઈ નાશ પામે છે તેને એકાગ્ર કરવાની જરૂર છે પણ તેને માટે નિયમિત, વ્યવસ્થિત અને સતત ધ્યાનયોગની સાધના જરૂરી છે જો તમે નિયમનું પાલન ન કરો તો જે વિચારશક્તિ તમે પ્રગટ કરવા ઇચ્છો, તે દબાયેલી રહેવાનો ભય છે તમારા મનનો આ સંકેત અને સંદેશ આપતા રહો!

### જીવનસાગર

હું શક્તિસંપન્ન છું, હું સ્વસ્થ છું હું દિવ્ય છું હું જ્ઞાનરૂપ છું હું અનન્ત બળનો ધણી છું હું અનન્ત જીવનસાગરને જોઉં છું હું પ્રકાશમય છું મારો પ્રકાશ ચારે બાજુ ફેલાયો છે ડગલે પગલે મારી જીવનયાત્રાનું ભવિષ્ય જોઉં છું હું અજેય છું

આ રીતે રોજ અભ્યાસ કરવાથી નિર્બળતા દૂર થાય છે મનના સંકલ્પ અને બળ વધે છે મનુષ્યની ઈચ્છાશક્તિના બળે અસાધ્ય કાર્ય પણ સાધ્ય બને છે

★ ★

## આત્મ-વિશ્વાસ



કોઈ પણ કાર્યની સફળતા માટે આત્મવિશ્વાસની પ્રથમ જરૂર છે. છે. કાર્ય નાનું કે મોટું હોય પણ તેની સફળતાનો પૂરો આધાર આપણા વિશ્વાસ પર છે. એક વિદ્વાને લખ્યું છે કે, આત્મ વિશ્વાસમાં પર્વતને ડોલાવવાની પણ તાકાત છે. સંસારમા બધા પ્રકારની શકિતનો આત્મ-વિશ્વાસથી ઉદ્‌ભવે છે. જો કામને પૂરું કરવાનો નિશ્ચય કરી લો તે જરૂર પૂરું થાય જ છે. આત્મવિશ્વાસ જેટલો વધુ, તેટલો નિશ્ચયબળ વધુ દૃઢ બને છે. મનોરથોને સફળ કરવામાં આત્મવિશ્વાસની જરૂર છે. જો આપણે આત્મવિશ્વાસ રાખી સદા આગળ વધીએ તો આપણો માર્ગ સદા ખુલ્લો થાય છે. જે વ્યકિતમાં આત્મવિશ્વાસની ઊણપ હોય છે તે પોતાની યોગ્યતા અને શકિત હોવા છતાં પોતાનો વિશ્વાસ ખોઈ બેસે છે. એક વાર સૈનિક જરૂરી કાગળ લઈને નેપોલિયન પાસે આવ્યો. લાંબો પથ, અને વેગથી દોડતો ઘોડો થાકી ગયો હતો. નેપોલિયન પાસે પહોંચતાં જ તે પડીને મરી ગયો.

નેપોલિયને તે પત્ર વાંચી જવાબ લખીને તે સૈનિકને આપતાં કહ્યું કે, હવે તું મારા ઘોડા પર બેસીને જા અને પત્ર પહોંચાડ. સૈનિકે કહ્યું: સાહેબ હું એ ઘોડા પર બેસવા લાયક નથી. હું તો એક સાધારણ વ્યકિત છુ. નેપોલિયને વળતો જવાબ આપ્યો: જગતની કોઈ એવી વસ્તુ નથી જેને

માટે ફ્રાન્સનો સૈનિક યોગ્ય ન હોય એમ કહી તે સૈનિકમા નેપોલિયને આત્મવિશ્વાસ જગાડયો

### સફળ મનોરથ

જે લોકો સસારમા ઓછા કામ કરવાને લાયક હોય છે તેઓ પોતાને અયોગ્ય અને અસમર્થ સમજીને નજીવા કાર્યો વડે સતોષ માનીને બેસી રહે છે મહાન કાર્યો કરી શક્તા નથી જો આપણે મોટા કાર્યો કરવા હોય તો આપણા મનમા દઢ વિશ્વાસ વડે આપણી બધી તાકાત અને ધ્યાન તેમા લગાડવા જોઈએ, તો સહેજે મોટા કામ કરી શકાશે

મનુષ્યની બધી માનસિક શક્તિઓમા આત્મવિશ્વાસ મુખ્ય છે સફળતાનુ કારણ આત્મવિશ્વાસ છે ભીષણ અગ્નિ લોઢાને ગાળી દે છે તે રીતે દઢ સકલ્પ અને દઢ વિશ્વાસથી કઠણમા કઠણ કામ સફળ થાય છે માટે ક્યારેય નિરાશ થઈ હારી જવુ નહીં મનુષ્યની સફળતા નિષ્ફળતાનો આધાર આત્મવિશ્વાસ જ છે એવા આત્મવિશ્વાસવાળાને ક્યારેય નિષ્ફળતા મળતી નથી

### કોલબસનું સાહસ

કોલબસની અમેરિકાની ખોજ આત્મવિશ્વાસનુ જ પરિણામ છે તેના સાથીયો તેને મૂર્ખ કહેતા, અને મશ્કરી કરતા છતા તે પોતાની ધૂનમા મસ્ત હતો તેની આખો સામે સુન્દર, શાનદાર નવી દુનિયા હતી તેની કલ્પનામા એક અજબ-ગજબ દુનિયાની શોધ હતી નિષ્ફળ બનીને ઘેર પાછા ફરવા કરતા તે મૃત્યુને વધુ શ્રેયસ્કર માનતો હતો, તેથી જ તેણે એક દિવસે નવી દુનિયા શોધી આ એક અદભુત આત્મવિશ્વાસનુ જ ફળ છે તે ક્યારેય દગો દેતો નથી તે હમેશ જાદુ જેવુ કામ કરે છે બંધન, બાધા કે સીમાનું તે વિશ્વાસ આગળ કોઈ મૂલ્ય નથી

### જન્મસિદ્ધ અધિકાર

આત્મવિશ્વાસ અને દઢ સકલ્પ બને સાથી છે" એક બીજાની સાથે જીવે છે સાથે રહે છે અને સાથે મટે છે દઢ સકલ્પ હોય ત્યા જ આત્મ-

વિશ્વાસ હોય છે. બંને એક બીજાના પૂરક છે. જે વ્યકિતમાં બંને ગુણ હોય છે તે ગમે તે દેશ કે સમાજનો હોય પણ, સફળતા અને સિદ્ધિ એ તેનો જન્મસિદ્ધ અધિકાર છે.

## સંકટ પણ મીઠુ

મનુષ્યના ચારિત્ર્ય, શીલ, કર્મ પર તેના આત્મ-વિશ્વાસનો અદ્‌ભુત પ્રભાવ રહે છે. તેના ભલા–બૂરા કર્મ પર તેની ઉન્નતિ તેમ જ અવનતિનો આધાર હોય છે. કર્મનો અર્થ છે કરવું, પ્રત્યેક ક્રિયાને કર્મ કહેવામાં આવે છે. કર્મ શબ્દનો અર્થ આ રીતે ઘટાવાય છે. ક્રિયા, કર્તવ્ય અને તેનું પરિણામ. માનવજીવનનું ધ્યેય, સુખ કે જ્ઞાન? સુખ જીવનધ્યેય ન હોઈ શકે, જ્ઞાન જ તેનું ધ્યેય હોવું જોઈએ. જ્ઞાનના અભાવે સુખ પણ એક રીતે દુ:ખ જ છે. ભારતીય દર્શન અને ધર્મ આપણી આગળ એ જ આદર્શ રાખે છે. સુખદુ:ખ બંને સાથે જ રહે છે. એક સાથે બીજું પડે જ. ખરી રીતે સુખ-દુ:ખ સંસારના મોટા શિક્ષક છે. બંને પાસેથી કાંઈ શીખવાનું મળે છે. સુખદુ:ખ આપણા મન પર અનુકૂળ - પ્રતિકૂળ સંસ્કાર છોડે છે એને જ ચારિત્ર કે કર્મ કહેવાય. કેટલીક વાર સુખ કરતાં દુ:ખ જીવનને વધુ પ્રભાવિત કરે છે.

રામના જીવનમાં વનવાસનું દુ:ખ ન આવ્યું હોત તો રામને કોણ ઓળખત? પાંડવોને રાજ્યમાંથી કાઢી ન મૂક્યા હોત, તો મહાભારત કેમ રચાત? હરિશ્ચન્દ્ર પર દુ:ખ ન આવ્યું હોત તો આજે ઈતિહાસમાં તેનું નામ કોણ જાણત? અને તે કેવી રીતે જીવિત રહેત?

## મનનો ખેલ

માનસિક કે શારીરિક જે કાંઈ માણસ કરે તે કાર્ય કોઈ ને કોઈ રૂપે આપણા જીવનને પ્રભાવિત કરે છે. જ્ઞાન બહારથી નથી આવતું તે માણસની અંદર જ છે. પ્રત્યેક માણસ સદાય અનંત જ્ઞાની છે. જગતમાં જેટલી ક્રિયા કે કર્મ છે – જેને આપણે જોઈ શકીએ કે ન જોઈ શકીએ તે બધા માણસના મનના ખેલ છે. માણસની ઈચ્છા શકિતની અભિવ્યકિત માત્ર છે.

આપણે જે કાંઈ છીએ તે વિચારોનું ફળ છે આપણે જે થવા ઈચ્છીએ તે થઈ શકીએ ઉન્નત થવાની અને પતિત થવાની શક્તિ આપણામા જ છે આપણે જે કાંઈ–જેવા છીએ તેની આખી જવાબદારી આપણા પર જ છે

### કર્મયોગનો આદર્શ

અનાસક્ત ભાવે ફળની આશા રાખ્યા વિના કર્મ કરો આસક્તિથી કરેલુ કર્મ કદી સારુ નથી થતું તમને કેવળ કામ કરવાનો જ અધિકાર છે તેનુ ફળ તમારા હાથમાં નથી તેની ચિન્તા તમે ન કરો કર્તવ્યભાવનાથી તમારુ કર્મ કર્યે જવુ જોઈએ કેટલાક લોકો યશ માટે કામ કરે છે કેટલાક શક્તિ માટે, કેટલાક માન માટે, કેટલાક કુટુંબ-પરિવાર માટે, કેટલાક લોક પૂજા, ઉપાસના અને પ્રાર્થના વગેરે, કર્મ, કેવળ સ્વર્ગ મેળવવા માટે કરે છે ખરી રીતે કર્મ કેવળ કર્મ માટે જ કરવુ જોઈએ માનવજીવનનુ સૌથી મોટુ ધ્યેય એ જ છે કર્તવ્ય પણ એ જ છે

### કર્તવ્યની પરિભાષા

કર્તવ્ય શબ્દના અનેક અર્થ છે પ્રત્યેક દેશમા કર્તવ્યની વ્યાખ્યા જુદી છે પરંપરા અને સંસ્કૃતિ અનુસાર કર્તવ્ય પણ જુદા હોય છે એક હિન્દુ માટે જે કર્તવ્ય હોય તે મુસલમાન માટે ન હોય What is duty? કર્તવ્ય શું છે? એ સમજવું અઘરુ છે છતા તેની સામાન્ય વ્યાખ્યા આ પ્રમાણે છે

'Any action, that makes us go God-ward is a good action, and is our duty And any action makes us go down–word is evil, and it is not our duty' જે કામ આપણને ભગવાન તરફ લઈ જાય, વિકાસ તરફ લઈ જાય તે કર્તવ્ય છે અને જે પતન તરફ લઈ જાય તે અકર્તવ્ય છે

યુરોપમાં વેશભૂષાના આધારે પણ કર્તવ્યનો નિર્ણય થાય છે સ્વામી વિવેકાનંદ સન્યાસીના વેશમા વિશ્વ ધર્મ સમેલનમા ગયા તો તેમના માથા પર પાઘડી જોઈને ત્યાંના યુવકોએ પાછળથી ધક્કો માર્યો. સ્વામીએ

પાછા ફરીને કહ્યું જોયું. અને તેઓએ કહ્યું: Why do you dress that way? તમે આવો પોશાક કેમ પહેર્યો છે? સ્વામીજીએ કહ્યું: મારા દેશમાં તમે જશો તો તમારો પોશાક ત્યાં અકર્તવ્ય બનશે.

## મનોબળની જરૂર

ચારિત્ર્યપાલનમાં, કર્તવ્ય કરવામાં ઈચ્છાશકિત, માનસિક શકિત, અને સંકલ્પની ઘણી જરૂર છે. માણસની સિદ્ધિ અને ઉપલબ્ધિ પર આત્મ-વિશ્વાસ અને દ્રઢ નિશ્ચયનું જે શુભ પરિણામ આવે છે તે ઘણા જાણતા નથી. જે જાણે છે તે માણસની પ્રસુપ્ત શકિતને જાગૃત કરે છે. તેની કાર્ય સિદ્ધિમાં પ્રબળ કારણ બને છે. દરેક કામની સિદ્ધિ માટે મનોબળની ઘણી જરુર છે.

## પોતાની સાથે વાત કરો

જયારે એકાન્ત મળે ત્યારે માણસે પોતાને ઉન્નત કરવા અને સુધારવા માટે પોતાની સાથે જ વાત કરવી જોઈએ. થોડા જ દિવસમાં તમને જાણીને આશ્ચર્ય થશે કે, ત મારા જીવનમાં કેટલી ઝડપે પરિવર્તન થઈ રહ્યું છે. તમારું ચરિત્ર ઉન્નત થતું જાય છે. તમારા સંસ્કાર સુન્દર થઈ રહ્યા છે. તમારી કમજોરી દૂર થઈ રહી છે. તમારામાં ઈચ્છાશકિત, મનોબળ, મગજની શકિત જલદી વધી રહી છે. તમે દોષો જીતી રહ્યા છો. તમારામાં એક નવી શકિત, નવી ચેતના, નવી જાગૃતિ અને સ્ફુર્તિ આવ્યા છે. તમે સફળતાનો અનુભવ કરશો. સંસારમાં તમારે માટે કોઈ અસંભવ નથી. કોઈ કામ તમને અઘરું નથી લાગતું. કઠણ હતું તે સરળ થયું છે. આ બધો આત્મવિશ્વાસ અને દ્રઢ નિશ્ચયનો જ ચમત્કારી પ્રભાવ કહી શકાય.

★ ★

# સમ્યગ્ દર્શનની સાધના



ધર્મ, દર્શન અને સસ્કૃતિનો આવિષ્કાર માણસે માણસ માટે કર્યો છે ભારતીય પરપરામા જીવનના પ્રત્યેક અનુષ્ઠાનનું કેન્દ્ર માણસ છે ધર્મ, દર્શન તેમજ સસ્કૃતિના ક્ષેત્રમા તે જ પ્રયોગ આજે મહત્ત્વનો છે જેનો ઈષ્ટ દેવ અથવા ઉપાસ્ય દેવ માણસ છે જે ધર્મક્રિયાનું ફળ અહીં જ મનુષ્યને ન મળે, જે માનવ જીવન ઉપેક્ષા કરીને કેવળ સ્વર્ગના દેવો જીવનની અભિલાષા કરે, તે વિચાર, ન ધર્મ, દર્શન કે સસ્કૃતિને અનુકૂળ છે અને ન આધુનિક જીવન પદ્ધતિને

વિજ્ઞાન, કાળ, સાહિત્ય અને રાજ્યબંધાની ઉપયોગિતાની એક માત્ર કસોટી માણસનો પ્રત્યક્ષ લાભ અને પ્રત્યક્ષ જીવન છે આજે માનવ જીવનના પ્રત્યેક ક્ષેત્રમા વિચારની ગરબડ એટલા માટે જ છે જીવનની આ સ્વાસ્થ્ય દૃષ્ટિકોણથી પ્રતિષ્ઠા વધી છે તો બીજી તરફ ઉચે ઉડનાર માણસના વિચારે નવો પાઠ શીખવ્યો છે એ એક મોટી વાત છે મોટુ પરિવર્તન છે મોટી ક્રાન્તિ છે

આજના આ પરિચિત વિશ્વના બધા વિચારોનુ કેન્દ્ર માનવ સિવાય બીજુ કઈ નથી વિશ્વ ક્ષિતિજનો પ્રત્યેક નવો ગ્રહ માનવરૂપી મધ્ય કેન્દ્રની ચારે બાજુ ફરે છે જે આટલો મહિમાવાળો વિશ્વ પરિધનુ કેન્દ્ર છે તે માનવ

છે. શું તેજજલાબ્દી પંચ તત્ત્વનો સંયોગ માત્ર છે? તેને પાણીમાં જન્મી, પાણીમાં જ નાશ થનાર પરપોટો માનીશું? નહીં. કદી નહીં. આપણને નજરે પડે તેટલો જ માત્ર માણસ નથી.

માણસમાં કેટલા ગુપ્ત—અદૃશ્ય તત્ત્વ પણ છે. સ્થૂલ તત્ત્વોનો જ તે બનેલ નથી.

## મર્ત્ય અને અમૃતનો સંયોગ

આત્મવાદી દર્શનની વિચાર ધારા પ્રમાણે માણસ "મર્ત્ય અને અમૃતનો સુન્દર સંયોગ છે. તેમાં કાંઈક એવું છે જે બને, બગડે, નાશ થાય છે. સાથેસાથ કાંઈક બીજું પણ છે જે અજર, અમર, અક્ષય છે. તે ચિરન્તન સુન્દર છે." દેહ મર્ત્ય છે. આત્મા અમૃત છે. તેનો મર્ત્ય અંશ તેને પાર્થિવ જગત સાથે બાંધે છે. પણ તેની અંદર જ દિવ્ય અંશ પણ છે. "જ્યાં સુધી મર્ત્ય અને અમૃત અંશોને ઠીક રીતે ન સમજી લેવાય, અને તેનો ઠીક રીતે વિકાસ નહીં થાય ત્યાં સુધી માણસ અતૃપ્ત અને અપૂર્ણજ રહેશે"

ભોગવાદી માણસ પોતાના ભૌતિક રૂપને જ જાણે છે અને ઓળખે છે. શરીરનું સુખ તેનું સુખ છે. શરીરનું દુઃખ એ કાળ. શરીરમાં હ્રાસ અને વિકાસ તેનાં હ્રાસ – વિકાસ છે. સુન્દર શરીરે તે પોતાને સુન્દર માને છે. શરીર વિકૃત હોય તો વિકૃત ભોગવાદી, કેવળ ભોગની જાળમાં બંધાયેલો રહે છે.

પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ એ બધા મારામાં છે અને હુ તેમનો છું. આ વસ્તુઓનો સંયોગ એ મારું અસ્તિત્વ, વિખરાવું ને વિનાશ છે, અભાવ છે. ભોગવાદી અમૃત માનતો નથી. મર્ત્યને જ માને છે ભોગ, વિલાસ, સુખ અને કામ એ જ છે તેના જીવનનું મધ્ય બિન્દુ. તેની પ્રાપ્તિ અને ઉપભોગમાં જ તે પોતાના જીવનને સાર્થક માને છે. પોતાને કૃત કૃત્ય માને છે.

આત્મવાદી શરીર સત્તાને સ્વીકારવા છતા તેની દષ્ટિ શરીરની દીવાલ તોડી અદર રહેલ અમૃતને – દિવ્ય અશને શોધવા ઉત્કઠિત થાય છે, તેને મેળવવાને સાધનામા લીન થાય છે દર્શન, ધર્મની, મૂળ ભીંત આત્મા છે આત્મા હોય તો તે છે નહીં તો નહીં આ સ્વસ્થ દષ્ટિકોણ છે, ભોગ, વિલાસ અને કામ તેના જીવનમાં હોય, પણ તેની પ્રાપ્તિ અને તેનો ઉપભોગ તેના જીવનનું ધ્યેય હોતું નથી ભોગમાથી યોગ તરફ ઊડવાનું તેનું ધ્યેય હોય છે તે સદા અધકારમાથી પ્રકાશ તરફ જવામા વિશ્વાસ રાખે છે આત્મવાદી દેહની ઉપેક્ષા નથી કરતો પણ દેહમા રહેલ આત્માની તેને પ્રબળ અપેક્ષા રહે છે, શરીરને મારવુ નહીં સાધવુ, તે આપણી ધર્મ સાધનાનુ મુખ્ય અગ છે, શરીર વિના દેહી ધર્મ કેમ કરશે?

## સમ્યક્ત્વ રત્ન

શ્રમણ સાહિત્યમા ભોગવાદીને મિથ્યા દષ્ટિ અને આત્મવાદીને સમ્યક દષ્ટિ કહ્યા છે, શ્રમણ- ધર્મ, દર્શન, અને સસ્કૃતિનુ મૂળ સમ્યક્ દર્શન, સમ્યક દષ્ટિત્વ અને સમ્યક્ત્વ છે, શ્રમણ વિચાર ધારા સમ્યક્ત્વ મૂલક છે, સમ્યક્ત્વ છે તો બધુ છે નહીં તો કાઈ નહીં શ્રાવક, શ્રાવક શા માટે? શ્રમણ, શ્રમણ શા માટે? કારણ કે તેની પાસે સમ્યકત્વ રત્ન છે, બસ એટલા જ માટે તો આગમમા કહ્યું છે, કે સમ્યક્ત્વ–મૂલક વ્રતજ સાચું વ્રત છે, તપ, ત્યાગ, વ્રત અને સયમ-આ બધાનુ મૂલ્ય, સાધકને સત્ય દષ્ટિ મળી હોય તો જ છે નહીં તો નહીં

## લોકનો સાર સત્ય

સત્ય-દષ્ટિ, સમ્યક્ - દષ્ટિ અને સમ્યક્ત્વ, એ ત્રણે પર્યાયવાચી શબ્દ છે આ ત્રણેને એક શબ્દમા "વિવેક – દષ્ટિ" કહી શકાય સત્યની ઉપાસના, સત્યની સાધના, અને સત્યની આરાધના, એ આત્મવાદીની સૌથી મોટી વિશેષતા છે સત્ય ગમે તેના શાસ્ત્રમા હોય તેને અપનાવે છે તે

તેનું જીવનધ્યેય છે. સત્ય એ સત્ય જ છે. તેમાં પોતાપણા–પારકાપણાની કલ્પના જ મિથ્યાત્વ છે. ભયંકર પાપ છે. જે કોઈ આત્મવાદી આત્માના શુદ્ધ - નિર્મળ સ્વરૂપ સત્યના બળે જ મેળવે છે. શ્રમણ સાહિત્યે સત્યને જ સંપૂર્ણ લોકનો સાર કહ્યો છે. સત્ય શું છે? તેના જવાબમાં સત્યને ભગવાન કહ્યો છે. સત્ય છે તો ભગવાન છે. ભગવાન છે તો સત્ય છે.

એક આચાર્યે શિષ્યને કહ્યું: જે જીન ભગવાને કહ્યું છે તે સત્ય છે, જે વ્યકિત - વિતરાગ હોય તે યથાર્થ વકતા અને જ્ઞાતા હોય છે. તેની પાસેથી સત્ય જ મળે છે. પછી તે ગમે તે કાળ કે દેશની હોય, પણ શ્રમણ સંસ્કૃતિ માત્ર સત્યના જ્ઞાનથી જ સંતુષ્ટ ના રહેતાં સત્યનું આચરણ કરવાનું પણ કહે છે.

## ક્ષુરસ્ય – ધારા

આત્મવાદી સત્યદર્શી હોય છે. સત્યની ખોજ કરનારે સત્ય જ્યાં ત્યાંથી લેવું જોઈએ, કોઈ દેશની સીમામાં બંધાયેલો તે ન રહે. સત્ય શ્રેષ્ઠ છે. પણ તે સરળ હોવું જોઈએ. સંસાર સારી વસ્તુઓમાંનું એક સરલ સત્ય છે. સત્યવાદી જીવે ત્યાં સુધી સત્ય બોલે છે અને શેતાનને હરાવે છે.

અસત્યને સત્ય વડે જીતો. છેવટ વિજય સત્યનો રહેશે. અસત્ય જરૂર હારશે. સત્ય પોતે જ મહાન્ છે, પણ તે તેટલું સરલ નથી. જેટલું સમજાય છે. તે તો "ક્ષુરસ્ય ધારા" છે. સત્યનું આચરણ કાંટા પર ચાલવા જેવું છે.

આજ શ્રમણ સંસ્કૃતિના તેજસ્વી અચાર્યોએ સમ્યક્ ત્વ, સમ્યક દ્રષ્ટિ અને સત્ય – દષ્ટિ કહ્યાં છે. સમ્યક્ત્વ આત્માનાં સ્વ–સ્વરૂપ–સ્વગુણ છે. સત્ય–દષ્ટિ વડે જ શ્રમણ – શ્રમણ છે અને શ્રાવક એ શ્રાવક છે. શ્રમણના મહાવ્રત અને શ્રાવકના અણુવ્રત સમ્કત્વ – મૂળ જ હોય છે. સમ્યક્ત્વ છે તો જ્ઞાન પણ સમ્યક્ – જ્ઞાન છે. ચારિત્ર પણ સમ્યક્ ચારિત્ર છે. શ્રમણ દર્શનમાં જીવનની પ્રત્યેક ક્રિયા તેમ જ પ્રયોગને આ સમ્યક્ત્વ– –સત્ય દ્રષ્ટિની કસોટીએ જ ચઢાવીને [ઓળખાય છે.

સત્ય શોધક, જીવ અને જગતને ઓળખવા પ્રયત્નશીલ હોય છે માણસ જ્ઞાનથી પદાર્થ ઓળખે છે દર્શનથી શ્રદ્ધા કરે છે ચારિત્રથી ઉપાદેયને ગ્રહણ કરે છે અને તપથી પોતાને શુદ્ધ કરે છે

ભગવાન મહાવીરે પોતાની અન્તિમ વાણીમા આ જ જીવન વિકાસને અન્તરગ સાધન કહ્યા છે જ્ઞાન, માનવતાનો સાર છે મોટી શક્તિ છે પણજ્ઞાનનો પણ સાર છે — સમ્યક્ત્વ, આત્મશ્રદ્ધા, આત્મનિષ્ઠા જેણે આ ન મેળવ્યા તેને જ્ઞાન અને ચારિત્ર્ય ન મળે ન તે મેળવી શકે સમ્યક્ત્વ વિના જ્ઞાન, જ્ઞાન નથી, તે અજ્ઞાન છે તેમ જ, તે વિનાનુ ચારિત્ર્ય એ ચારિત્ર નથી કુચારિત્ર્ય છે સમ્યક્ત્વ રૂપ ધર્મના પ્રભાવથી હલકામા હલકો માણસ પણ દેવ બને છે મિથ્યાત્વ રૂપ પાપથી ઊંચામા ઊંચો માણસ પણ હીન — તુચ્છ થઈ જાય છે

વેદાનુગામી સાહિત્યમા પણ સમ્યક્દર્શનનો મહિમા ઓછો નથી ઋત, સત્ય તેમ જ સમત્વ વગેરે શબ્દોમા ઉપર્યુક્ત પરમ તત્ત્વ સ્વીકાર્યુ છે ઘણા ઓછા પ્રમાણમા સમ્યક્ દર્શન શબ્દ પણ વેદોમા મળે છે શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે — "હે અર્જુન જીવનને શાન્ત અને પવિત્ર બનાવવા માટે સમત્વ મેળવ" સમત્વ સૌથી મોટો યોગ છે 'समत्व योग उच्यते'

"મનુએ પણ મનુસંહિતામા આ તત્વ સ્વીકાર્યુ છે તે કહે છે સમ્યક્ દર્શનયુક્ત કર્મથી બધાતો નથી, સસારમાથી મુક્ત થાય છે તે વિનાનો માણસ ભવસાગરમા આવાગમન કરે છે

## મિથ્યા દૃષ્ટિ અને સમ્યગ્ દૃષ્ટિ

સસારમા રચ્યો પચ્યો રહેનો માણસ પોતાનુ સ્વરૂપ ભૂલી જાય છે સ્વાદુ ભોજન, મીઠા પીણાં, સુન્દર અતી ચમકદાર આભૂષણ, અને ભવ્ય ભવન આમાં મુગ્ધ બની તે પોતાનું શાશ્વત સ્વરૂપ ભૂલી જાય છે તે મિથ્યા દૃષ્ટિવાળો કહેવાય સસારમાં રહીને પણ સસારના ભોગ વિલા

સમાં ફસાતો નથી તે સમ્યક્ – દષ્ટિ કહેવાય. સમ્યક્ દર્શનવાળો માણસ કમળ પત્રની જેમ નિર્લેપ હોય છે. સંસાર છે, તેના પદાર્થો છે પણ તેને પોતાથી જુદા ગણે છે. હું ચેતન છું, તે જડ છે. હું જ્ઞાતા છું, તે જડ છે. જેની મતિ સરળ તેની ગતિ પણ સરળ, તેનું શીલ પણ સરળ છે, કારણ સરલાત્મા બધાને સરળ સમજે છે.

માણસની દષ્ટિ પ્રમાણે તેની સૃષ્ટિ હોય છે. દિશા પ્રમાણે દશા બગડે છે, હું સત્ છું, મારું અસ્તિત્વ છે એટલું તો મિથ્યા દષ્ટિ પણ સમજે છે. પણ હું ચિન્મય છુ, હું આનંદમય છું, આ અનુભૂતિ સમ્યક્ દ્રષ્ટિ ને જ થાય છે. મિથ્યા દષ્ટિને કદી નથી થતી. સત્તા તો જડને પણ છે, પણ તેમાં જ્ઞાન અને આનંદ નથી. સત–ચિત્ અને આનંદ આત્મા ત્રયાત્મક છે. આ દિવ્ય દષ્ટિ જેને મળી, તે સમ્યક્ દષ્ટિ છે. તેના આચાર –વ્યવહાર કેવાં હોય, વિચાર કેવા હોય એ પ્રશ્ન છે.

## પ્રથમ

સમ્યક્ દષ્ટિ વિજેતા હોય છે, શાનો વિજેતાં ? વિકારોનો. વિકારને વિચારમાં બદલવાની કળા તેની પાસે હોય છે. ક્રોધ, માન, માયા, લોભ, આ ચારે વિકાર છે. સમ્યક્ દષ્ટિ, ક્રોધ ને ઉપશમથી, માનનેવિનયથી, માયાને સરળતાથી અને લોભ ને સંતોષથી સતત જીતવાનો પ્રયત્ન કરે છે: ક્રોધ પ્રેમનો નાશ કરે છે. માન નમ્રતાનો, માયા ઋજુતાનો અને લોભ આત્માના બધા ગુણોનો નાશ કરે છે.

ઉપરના ચાર વિકાર જીવનભર રહે કે એક વર્ષ પણ રહે. તો તે આત્માનો સમ્યક્ત્વ ગુણ નષ્ટ કરે છે, તેથી તે જીતવા જરૂરી છે. શાસ્ત્રની ભાષામાં એ વિકારો પર વિજયને ‘ પ્રશમ ’ કહે છે. ઉપશમ પણ કહે છે. શ્રમણ ધર્મની અધ્યાત્મ સાધનાનો એ સાર છે. શમનો પ્રાકૃતમાં ‘સમ’ બને છે. જેનો અર્થ પ્રાણી માત્ર સાથે સમતા રાખવી સમતા અને સમત્વ એક જ છે, [સમત્વની સાધનાથી જીવન સુન્દર મધુર તથા પાવન બને છે. સમત્વની સાધના ઘણી મોટી સાધના છે.

### સંવેગ

સમ્યક્ દૃષ્ટિ મોક્ષની સતત અભિલાષા રાખે છે મોક્ષ મેળવવો તેના જીવનનું ધ્યેય હોય છે ધ્યેય જેટલુ ઊંચું, જેટલુ દૂર અને જેટલુ મહાન હશે, તેટલી જ તીવ્રતા સાથે તે તરફ વધવા સાધક પ્રયત્ન કરશે સંસાર તરફ ન વધતા મોક્ષ તરફ ગતિશીલ થવું સંવેગ કહેવાય છે વેગ એટલે ગતિ, નીચે હોય તો વેગ અને ઉપર હોય તો સંવેગ, સમ્યક્ દૃષ્ટિ સંવેગની સાધના કરે છે તે સંસારથી વિમુખ થઈને મોક્ષ તરફ ઉન્મુખ થાય છે ઉક્ત ધ્યેયનિષ્ઠાને જ શાસ્ત્રમા સંવેગ કહ્યો છે

### નિર્વેદ

સમ્યક્ દૃષ્ટિનું જીવન વૈરાગ્યમય હોય છે ભોગ, વિલાસ અને કામમા તેની અભિરુચિ નથી હોતી તેનુ જીવન આત્મરમી હોય છે ભોગરમી નહીં સમ્યક્ત્વ આ લોક અને પરલોક સબધી કોઈ પણ પ્રકારના ભોગોથી પર હોય છે તે પોતાની શક્તિનો ઉપયોગ ત્યાગમા કરે છે ભોગમા નહીં. શાસ્ત્રની ભાષામા મોહના ઉદયને 'વેદ' કહે છે તે જેમા નથી તે નિર્વેદ નિર્વેદનો અર્થ વૈરાગ્યશીલ જીવન છે

### અનુકમ્પા

સમ્યક દૃષ્ટિ કોમળ હૃદયની હોય છે બીજાને દુખી જોઈ પોતે પીગળી જાય અનુકપા કરુણા અને દયા જેમા નથી તે સમ્યક્ત્વ ન બની શકે સમ્યક્ત્વ પ્રાણી માત્રને આત્મવત સમજે છે પ્રત્યેક જીવનમા પોતાને જુએ છે જ્યા પોતાપણુ હોય ત્યા બીજાને દુખ દેવાની વાત જ ઊભી ન થાય બીજાને પણ દુ ખમા જોતા તેનું હૃદય સવેદનશીલ બને છે અને તેનુ દુખ દૂર કરવા પ્રયત્ન કરે છે તે અનુકપા છે અનુકપા વિના જીવનની શુદ્ધિ ન સભવે

### આસ્તિક્ય

સમ્યક્ દૃષ્ટિ આસ્તિક હોય છે આત્મા, કર્મ, લોક અને પરલોકમા તેની આસ્થા હોય છે આત્મનિષ્ઠા — આત્મશ્રદ્ધા તેને જ આસ્તિક્યવાન

ને આસ્તિક કહેવાય છે. હું ચેતન છું, જડ નહીં, હું જ્ઞાનસ્વરૂપ છું, હું નિત્ય છું, હું શાશ્વત છુ. આ પ્રકારના વિશ્વાસને આસ્તિકતા કહે છે. જે આત્મવાદી છે તે કર્મવાદી તથા પરલોકવાદી પણ જરૂર છે..

આં રીતે પ્રથમ સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્થા. આ પાંચ લક્ષણ સમ્યક્ દ્રષ્ટિના છે. આ સદ્ ગુણ સમ્યક્ દ્રષ્ટિમાં જરૂર હોવા જોઈએ. આથી તે ઓળખાય છે.

### સમ્યક્ત્વના દૂષણ

સમ્યક્ દ્રષ્ટિ સાધક, સમ્યક્ત્વની રક્ષા માટે સતત જાગરુક રહે છે. જાગૃતિ, સાધક જીવનનું લક્ષણ છે. સમ્યક્ત્વ એક વ્રત છે. તેને શુદ્ધ, નિર્મળ અને પવિત્ર રાખવું એ સાધકનું પરમ કર્તવ્ય છે.

શાસ્ત્રમાં સમ્યક્ત્વનાં પાંચ અતિચાર, પાંચ દોષ કહ્યા છે. શંકા, કાંક્ષા, વિચિકિત્સા, પરપાખંડ–સ્તવ, પરપાખંડ – પ્રશંસા આ દોષના સેવન ન કરવાથી સમ્યક્ત્વ નિર્મળ રહે છે. સમ્યક્ત્વની પ્રાપ્તિના સાધનમાં શંકા કરવી એ શંકા છે.

સાધના કરવાથી પરલોકમાં સુખ મળશે–આ ભોગાભિલાષા કાંક્ષા' છે. મારી સાધનાનાં જપ, તપનું મને ફળ મળશે કે નહીં, આવો સંદેહ તે ફળ સદેહને વિચિકિત્સા કહેવાય છે.

ધર્મવિહીન અને શિથિલ આચારવાળા માણસની સોબત કરવી, પ્રશંસા કરવી તેમ જ પરિચય કરવો તે પરપાખંડ – સ્તવ અથવા પરપાખંડ – પ્રશંસા કહેવાય. ઈન્દ્રિયજન્ય સુખ પરાશ્રિત હોવાથી પર કહેવાય છે. તે સુખોની આકાંક્ષાથી વ્રત સાધના કરનાર પર–પાખંડ કહેવાય છે. પાખંડ શબ્દનો અર્થ 'વ્રત' પણ થાય છે. પરપાખંડ ઈન્દ્રિયજન્ય સુખો સુધી જ સીમિત રહેનાર મિથ્યા દ્રષ્ટિ છે તેથી તેનો સાથ પરિચય પતનનું કારણ છે

### મહતો મહીયાન

સત્યની સાધના સૌથી મોટી છે. તે મહતો મહીયાન છે. સત્યમાર્ગી

સાધુ મૃત્યુને પણ જીતે છે તે આત્માથી પરમાત્મા બને છે સત્યની પૂણતાનું નામ જ ભગવાન છે સમ્યક્ત્વ સાધનામા સફળ વ્યકિત વ્રત સાધના દ્વારા અજર–અમર તેમ જ શાશ્વતસિદ્ધ પદ પ્રાપ્ત કરી શકે છે સત્ય અનત છે વ્યકિત સીમિત છે પણ જ્યારે વ્યકિત સીમાઓને પાર કરીને સસીમથી અસીમ બને છે ત્યારે તેનુ સત્ય પણ અનન્ત બને છે અનન્તમા જ અનન્ત ગુણોની અભિવ્યકિત થાય છે તે અનન્ત સત્યને નમસ્કાર તે અનન્ત સત્ય ને સાધક સમ્યક્ત્વને નમસ્કાર

★ ★

# વ્યવહારમાં અહિંસા



ભેદ જ્ઞાનપૂર્વક અભેદ આચરણ જ અહિંસા છે. જ્યાં સુધી પ્રાણી માત્ર પ્રત્યે અભેદ ભાવે વર્તન નહીં થાય· ત્યાં સુધી અહિંસાનું આચરણ ન થઈ શકે, પ્રત્યેક આત્માનું સ્વરૂપ સરખું જ છે. એમ સમજીને બધા પ્રાણી સાથે પોતાના જેવો જ સરળ, સત્ય વ્યવહાર કરવો તે અહિંસાની સાધના છે. માણસ સામાજિક પ્રાણી છે, તેથી ધર્મ અને અહિંસાનું સ્વરૂપ પણ સામાજિક જ હોઈ શકે. મનુષ્યનો વિકાસ સમાજ વિના ન થાય. બીજાની મદદ વિના માણસ જીવી ન શકે.

## સર્વત્ર એકત્વભાવ

સામાજિકતાની દૃષ્ટિ અભેદ આચરણની પ્રેરણા આપે છે પણ ભેદનું જ્ઞાન પણ જરૂરી છે. કારણ તે વસ્તુસ્થિતિ છે. શરીરના અંગોપાંગ એક બીજાથી જુદા જણાય છે, છતાં તેમનામાં એકાત્મ વૃત્તિ છે. તેઓ અલગ અલગ હોવા છતાં એક જ છે. પગમાં કાંટો વાગતાં જ મનની પ્રેરણાથી હાથ તરત જ કાંટો કાઢવા તૈયાર થાય. હાથને આમ કરવાનું શીખવવું પડતું નથી. પગનો કાંટો કાઢતી વખતે હાથ પગની ગંદકીનો વિચાર કરતો નથી. કારણ હાથ—પગમાં આકૃતિ ભેદ હોવા છતાં ચૈતન્યનું એકત્વ છે.

જે શરીરમાં છે તે વિશ્વમાં છે. શરીરના ભિન્ન આકૃતિ અને ક્રમવાળા અંગ-પ્રત્યંગની જેમ જ આખા સંસારમાં પણ જુદા જુદા પ્રાણી છે પણ "एगे-अच्चा"ના સિદ્ધાન્ત પ્રમાણે બધા આત્મા એક જ સ્વરૂપના છે. તેના એક રૂપની અનુભૂતિના આધારે અહિંસાનું પાલન કરી શકાય.

## ધર્મ ખતરામાં

શરીર તેમ જ કાર્યની ગૌણ ઉપાધિઓના મોહમાં પડીને જ્યારે માણસ પોતાને જ બાંધી લે છે ત્યારે અહિંસાનો પૂરો વિકાસ થતો નથી. વૈયક્તિક અને સામુદાયિક બધા પ્રકારના બંધન અહિંસાનો વિકાસ રોકે છે. બંધન અને સંકીર્ણતાનો અહિંસા સાથે જન્મજાત વિરોધ છે. ગંગાની મુક્ત જલધારાની જેમ અહિંસાનો પ્રવાહ પણ મુક્ત અને વ્યાપક છે. અહિંસાને કુટુમ્બ, પ્રાન્ત, ભાષા, પક્ષ, સમ્પ્રદાય તેમ જ તથાકથિત ધર્મના ખાનામાં બંધ કરી દેવાય તો ગંગાના પાણી કોઈ ખાડામાં ભરી દેવાય તેવી જ હાલત થશે.

બંધ કરી દેવાથી તેમાં અનેક વિકૃતિઓ આવશે, કાયરતા આવશે, અને 'ધર્મ ખતરામાં'નો બુલંદ અવાજ થશે. અહિંસાપાલનના પ્રચાર માટે તેને બધાં બંધનોથી મુક્ત રાખવી જોઈશે.

માણસે પોતાની સુવિધા માટે ભાઈ-બહેન, પતિ-પત્ની, મા-બાપ, વગેરે સંબંધ બનાવ્યા. આ સંબંધો માનવતાના ઉપયોગ માટે થાય તેમ જ એક હદમાં રહે તો તો એ જગતમાં પૂરાઈને સમર્પણના વધશે તો અહિંસા જોખમાશે. એવી જ રીતે સમાજમાં સુવિધા માટે કેટલાક વર્ગ બનાવ્યા, તેમજ વ્યવસ્થા માટે પૃથ્વી પર સીમાઓ અંકાઈ પણ આ બધાની ઉપાદેયતા કેવળ વ્યવસ્થા અને સુવિધા છે.

જો આ મૌલિક ઉદ્દેશ ભૂલાયો અને પ્રાન્ત-રાષ્ટ્ર સીમાઓના મોહમાં પડી જો એ હિંસા રૂપ પકડશે. માણસે આખા વિશ્વના માણસોમાં એક જ સ્વરૂપ-આત્મા છે. આ વિચાર જ્યાં સુધી કાયમ રહેશે ત્યાં સુધી ભાષા, પ્રાન્ત કે રાષ્ટ્રને નામે સંકીર્ણતાને આશ્રય નહીં મળે.

ભાષાને નામે મન વહેંચી નાંખ્યું એ અણસમજણ છે. ભાષા ભાવોને વ્યક્ત કરવાનું એક માત્ર સાધન છે, તેનો દુરુપયોગ થાય તો તેનું પરિણામ હિંસા જ રહેશે. તેવી જ રીતે સંપ્રદાય અને સંઘો એ પણ અહિંસાને નામે સંકુચિત મતવાદને આશ્રય આપી હિંસા જ ફેલાવી છે. જે આત્માસાધનાનો પ્રકાર માત્ર હતાં તે ધર્મો જ જો માણસને માણસથી પૃથક્ કરે તો અહિંસાના વિકાસનો ઈતિહાસ પ્રગતિ કેમ કરે? મારું એટલું જ કહેવું છે કે માનવ સમાજમાં ભેદની દીવાલ ઊભી કરવી સર્વાધિક હિંસાનું કામ છે.

## ભેદની દીવાલ

આ ભેદની ભીંત માણસે પોતાના સ્વાર્થ સાધવા ઊભી કરી છે. સમાજમાં કામની વહેંચણી ઘણી સરસ કરવામાં આવી હતી. સમાજની જરૂરિયાત પ્રમાણે કેટલાક જ્ઞાન – વિજ્ઞાનની સાધના કરતા.

કેટલાકને નિર્બળનું રક્ષણ સોંપ્યું હતું. કેટલાકને લાકડું, લોઢુ, ચામડું, વગેરેનો ઉપયોગ કરી જરૂરી વસ્તુઓ તૈયાર કરવાનું કહેવાયું અને કેટલાક લોકોને વસ્તુઓમાં વિનિમય દ્વારા એક બીજાની જરૂરિયાત પૂરી કરવાનું કામ સોંપ્યું હતું. આ રીતે એક જ શરીરના જુદા જુદા અંગો પાસે જેમ જુદાં જુદાં કામ લેવાય તેમ સમાજના જુદા જુદા વર્ગો જુદા જુદાં કામ કરીને વ્યવસ્થા રાખે. પણ માણસના કુટિલ મને પોતાનો સ્વાર્થ પૂરો કરવા માટે એક કામ ઊંચું અને બીજું નીચું માન્યું. પરિણામે જાત–પાત–ઊંચ–નીચના ભેદની સંકીર્ણ ભાવના ઊભી થઈ. આવો ભેદ એ સૌથી મોટી હિંસા છે. સમાજનું ગમે તેવું કામ હોય તે કરનારા બધા સરખા છે. આ પ્રકારનો સમાનતામૂલક દષ્ટિકોણ જ સરળ સત્ય વ્યવહાર કરવાની પ્રેરણા આપે છે અને તે જ સાચું અહિંસાનું રૂપ છે.

## સમાજના વિભાગ

યુગની શરૂઆતમાં ભગવાન ઋષભદેવે સમાજના ત્રણ ભાગ પાડયા – અસિ, મસિ, અને કૃષિ, માનવના મનમાં ઉત્પન્ન થનાર પશુતાને